# આમુખ

શ્રી રમણીકલાલ શાહનું આ પુસ્તક અનેક દૃષ્ટિએ ઉપયોગી કહેવાય તેવું છે. આ વર્ષે કોંગ્રેસ પોતાની સ્થાપનાનાં સાઠ વર્ષો પૂરાં કરે છે, ત્યારે આ પુસ્તક સવિશેષ આવકારપાત્ર ગણાશે એમ અમે માનીએ છીએ. આ સાઠ વર્ષો દરમિયાન, કોંગ્રેસે પારાવાર મુશ્કેલીઓ સામે પોતાનો માર્ગ કાઢી, મોંઘાં આત્મબલિદાન અને સાચી સેવાથી જનતાના હૃદયમાં પોતાનું સ્થાન મેળવી લીધું છે. વિનંતિઓથી શરુઆત કરીને આજે કોંગ્રેસ કડક પ્રતિકારની ભૂમિકાએ પહોંચી છે. સાઠ વર્ષની હસ્તીમાં એણે દેશને ગૌરવ લેવા જેવી અનેક સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે અને આપણને માથું ઊંચું રાખી ફરતા કર્યા છે. દેશની બીજી કોઈ પણ રાજદ્વારી સંસ્થાએ સમસ્ત જનતા માટે કોંગ્રેસ જેટલું કર્યું નથી. એના હીરક મહોત્સવના વર્ષ દરમિયાન એણે કાપેલી મજલનું, એના વિકટ માર્ગનું અને એના સીમાચિહ્નોનું આછું પણ અનેરું દર્શન આ પુસ્તકમાંથી થઈ રહેશે.

શ્રી રમણીકલાલ શાહ જાણીતા કાર્યકર્તા છે. દેશની હાકલનો દરેક વખતે એમણે જવાબ આપ્યો છે. ઓતપ્રોત બની જેમાં એમણે ભાગ લીધો છે તેવી લડતોના આલેખનમાં પણ એમણે ક્યાંય સમતોલતા ગુમાવી નથી. સ્વસ્થ ચિત્તે અને સ્વચ્છ દૃષ્ટિએ એમણે અહીં રજૂ કરેલું વિહંગાવલોકન, આપણી આશાના પ્રતીક સમી મહાપ્રાણ સંસ્થાનું આપણને સુભગ દર્શન કરાવે છે.

એમની શૈલી સાદી પણ ઓજસ્વન્તી છે, સરળ અને પ્રવાહી છે અને ઉત્સાહના અતિરેકનો અભાવ સહેજે ધ્યાન ખેંચે એવો છે.

આવા પુસ્તકોમાં અનિવાર્ય બનતા લાંબા વાક્યખંડો કે શિક્ષિતોને જ સમજાય એવી રીતની વિચારોની રજૂઆત એમણે ભારે કુનેહપૂર્વક પરંતુ સંયમી સરળતાથી ટાળી છે ને પુસ્તકને સાધારણ ભણેલાં માટે પણ વાંચવાલાયક બનાવે છે.

આવું ચિંતનપ્રધાન અને વિચારપ્રેરક પુસ્તક સૌ કોઈને માટે સુલભ કરી આપવું એ જેવી તેવી સિદ્ધિ નથી. શ્રી રમણીકલાલ શાહનું આ પુસ્તક આપણને કોંગ્રેસની વિચારસરણી સમજવામાં યોગ્ય રીતે જ ઉપયોગી થઈ પડશે. સૌ કોઈ વાંચશે જ, એવી આશામાં આજે આ પ્રસિદ્ધ કરીએ છીએ.



# પ્રાસ્તાવિક



કોંગ્રેસનો કે રાષ્ટ્રીય આંદોલનનો વિગતવાર ઇતિહાસ આલેખવાનો આ પુસ્તકનો આશય નથી. કોંગ્રેસના આરંભથી માંડીને આજ સુધીના તેના વિકાસક્રમની આછી રૂપરેખા દોરવી, અને જુદા જુદા તબક્કાઓમાં તેમાં ઊભી થયેલી ભિન્ન ભિન્ન વિચારસરણીઓ અને કાર્યપદ્ધતિઓની ટૂંકમાં સમીક્ષા કરવી એ ઉદ્દેશ દૃષ્ટિ સમક્ષ રાખીને આ પુસ્તક લખાયું છે. કોંગ્રેસ અને રાષ્ટ્રીય ઉત્થાનના ઇતિહાસના દળદાર પુસ્તકો વાચવાની અનુકૂળતા કે સમય જેમને નથી, તેમને એ અંગેની સામાન્ય માહિતી મેળવવામાં, તથા વિદ્યાર્થીવર્ગને કોંગ્રેસ વિષે વધુ ઊંડો અભ્યાસ કરવાની પ્રેરણા આપવામાં આ પુસ્તક ઉપયોગી થઈ પડશે, તો તેની પાછળ લીધેલા શ્રમ સાર્થક થયો માનીશ.

આ પુસ્તક લખવામાં કીમતી સૂચનો આપીને તેની ઉપયોગિતામાં વધારો કરનાર સૌ મિત્રો અને મુરબ્બીઓનો ઋણી છું.

આ પુસ્તક લખવામાં નીચેનાં પુસ્તકોને પ્રમાણભૂત ગણ્યાં છે.

૧ મહાસભાનો ઇતિહાસ — ડૉ. પટ્ટાભી સીતારામૈયા
૨ મારી જીવન કથા — જવાહરલાલ નહેરુ
૩ તરુણભારત — લાલા લજપતરાય
૪ कोंग्रेस के प्रस्ताव — कन्हैयालाल

કોંગ્રેસ અને રાષ્ટ્રીય ઉત્થાનના ઇતિહાસ વિષે વધુ અભ્યાસ કરવાની ઇચ્છા રાખનારાઓને ઉપયોગી થઈ પડે એવી સૂચિ પુસ્તકને અંતે આપી છે.

—લેખક

"હુ ભૂલ ન કરતો હોઉં તો કોંગ્રેસ એ હિંદુસ્તાનની જૂનામા જૂની રાજકીય સંસ્થા છે તેનુ આયુષ્ય ૫૦ વર્ષનું થવા આવ્યુ છે, અને એ સમયમા તે કશા અંતરાય વિના પોતાની વાર્ષિક બેઠક ભરતી આવી છે તે નામ પ્રમાણે શુદ્ધ પણ રાષ્ટ્રીય છે તે કોઈ એક કોમ, એક વર્ગ કે એક હિતની પ્રતિનિધિ નથી હિંદુસ્તાનના તમામ હિત અને તમામ વર્ગોની પ્રતિનિધિ હોવાનો તેનો દાવો છે. જો આપ કોંગ્રેસનો ઇતિહાસ તપાસશો, તો આપ જોશો કે તે નિષ્ફળ નીવડી છે, તેના કરતા વધારે વખત અને ઉત્તરોત્તર સફળ નીવડી છે એ બધા ઉપરાંત કોંગ્રેસ સ્વભાવતઃ દેશના એક છેડાથી બીજા છેડા સુધી સાત લાખ ગામડામા વેરાયેલા કરોડો મૂંગા, અર્ધ પેટે રહેતા માણસોની પ્રતિનિધિ છે, પછી તેઓ 'બ્રિટિશ' હિંદના હોય કે 'દેશી' હિંદના હોય જે જે હિતોને મહાસભા રક્ષણ આપવા યોગ્ય માને છે, તે બધા આ મૂંગા કરોડોના હિત આગળ ગૌણ છે, અને તેથી આપને અવારનવાર જુદા જુદા હિતો વચ્ચે અથડામણનો આભાસ થાય છે એ અથડામણ જો ખરેખર સાચી હોય, તો આ મૂંગા કરોડોના હિતને ખાતર કોંગ્રેસ બીજા તમામ હિતનો ભોગ આપશે, એમ કોંગ્રેસની વતી કહેતા મને જરાયે સંકોચ થતો નથી તેથી કોંગ્રેસ સ્વભાવતઃ ખેડૂતોની સંસ્થા છે અને ઉત્તરોત્તર બનતી જાય છે એક ક્ષણ પણ મને એ સંસ્થાથી જુદો નહિ ગણતા હુ તો તેની આગળ મહાસાગરના બિંદુ જેવો છુ જે સંસ્થાનો હુ સભ્ય છુ તેના કરતા હુ જરાયે મોટો નથી એ સંસ્થા કરતા હુ અનંતગણો નાનો છુ "

—ગાંધીજી

(ગોળમેજી પરિષદ સમક્ષના ભાષણમાથી—૯ સ. ૧૯૩૧)

# ૧ જનતાની આશાનું એકમાત્ર પ્રતીક

કોંગ્રેસનો ઇતિહાસ એટલે આપણા દેશના રાષ્ટ્રીય ઉત્થાનનો ઇતિહાસ. ચાલુ વર્ષમાં કોંગ્રેસની સ્થાપનાને સાઠ વર્ષ પૂરાં થશે. સાઠ વર્ષની આ લાંબી કારકિર્દી દરમિયાન કોંગ્રેસમાં અનેક પરિવર્તનો થયાં છે, અને તેના સ્થાપકો તો કદાચ તેને ઓળખી પણ ન શકે એટલે અંશે તેનું વર્તમાન સ્વરૂપ તેના મૂળ સ્વરૂપથી બદલાઈ ગયું હશે. પણ આ કાયાપલટ છતાં યે હિંદની કચડાયેલી અને પરતંત્ર પ્રજાની આકાંક્ષાઓને વધુ ને વધુ પ્રમાણમાં વ્યક્ત કરવાનું જેને ભાગે આવ્યું છે એવી આ મહાપ્રાણ સંસ્થા તેના જન્મથી જ હિંદી જનતાની આશાઓનું એકમાત્ર પ્રતીક થઈ પડી છે, એમાં તો કંઈ શંકા જ નથી.

જે સંસ્થાની સ્થાપના વખતે પરદેશી રાજ્યકર્તાઓએ તેનો ઉપયોગ, આપણા દેશપરનું પોતાનું શાસન ટકાવી રાખવા માટે કરવાની ઉમેદ રાખેલી તે જ સંસ્થા આજે હિંદુસ્તાનની સ્વતંત્રતા માટેનો આખરી સંગ્રામ લડી રહી છે. જે સંસ્થા એક કાળે બ્રિટિશ સરકાર પ્રત્યે સંપૂર્ણ વફાદારી અને રાજ્યભક્તિ વ્યક્ત કરવામાં ગૌરવ લેતી હતી, એ જ સંસ્થા આજે "ચાલ્યા જાવ"નો મંત્ર ફૂંકે છે. જે સંસ્થા વિનંતિઓ અને અરજીઓથી પોતાનું ધ્યેય પ્રાપ્ત થઈ શકશે એમ માનતી હતી, તે આજે પોતાના ધ્યેયની સિદ્ધિ માટે સીધા પ્રતિકારનું શસ્ત્ર અજમાવવાની જનતાને હાકલ કરે છે.

–આ હકીકતો સૂચક છે. રાષ્ટ્રનું બળ વધ્યું છે તેમ કોંગ્રેસની શક્તિ વધી છે. કોંગ્રેસની તાકાત વધી છે તેમ રાષ્ટ્રનું બળ વધ્યું છે. રાષ્ટ્રનું ઉત્થાન થતું ગયું છે તેની સાથે કોંગ્રેસ વિકાસ પામતી ગઈ છે. કોંગ્રેસની સ્થાપનાની સાથે રાષ્ટ્રને વાચા ફૂટી છે, અને કોંગ્રેસ રાષ્ટ્રનું મુખ બની છે.

# ૨ સ્થાપના

કૉંગ્રેસની સ્થાપના કયા સંજોગોમાં થઈ તે હવે જોઈએ. પરદેશી સત્તાની ધૂંસરી ફેંકી દેવાનો છેલ્લો પ્રયત્ન ઈ. સ. ૧૮૫૭માં થઈ ગયો હતો. આ જબરદસ્ત પ્રયત્નનો અંજામ જો કે નિષ્ફળતામાં આવ્યો હતો, અને મહારાણી વિક્ટોરિયાના ઢંઢેરાને પરિણામે શાંતિ અને વિશ્વાસનું વાતાવરણ કેટલેક અંશે સ્થપાવા માંડ્યું હતું; પરંતુ તેમ છતાં ય અસંતોષ અને અશાંતિ દેશમાંથી સદંતર નાશ પામ્યા ન હતાં. ઓગણીસમી સદીની છેલ્લી પચીસીના આરંભમાં બીજો અફઘાન વિગ્રહ શરૂ થતાં જનતામાં અશાંતિ વધવા માંડી હતી. એ સમયે રશિયાને ઇંગ્લંડનું જબરદસ્ત પ્રતિપક્ષી રાષ્ટ્ર માનવામાં આવતું હતું. બીજા અફઘાન-વિગ્રહની શરૂઆત થતાં લોકોમાં જાતજાતની અફવાઓ ઊડવા માંડી. રશિયા હિંદુસ્તાન ઉપર ચઢાઈ કરશે એવી વાત ખૂબ ફેલાઈ. લોકો એમ પણ માનતા કે રશિયાની તાકાત વધારે હોવાથી તેની જ જીત થશે. આ ઉપરાંત દેશમાં દુકાળો ખૂબ પડતા હતા લાખો માણસો દુકાળથી મોતને શરણ થતાં હતાં, તે વખતે હિંદી સરકારે દિલ્હીમાં મોટો દરબાર ભરી જલસો કર્યો. અફઘાન યુદ્ધ તો ખૂબ ખરચાળ થઈ પડ્યું જ હતું. વળી મહેસૂલની સખ્ત પદ્ધતિ, લાંચિયું અને જુલમી પોલીસખાતું, ખરચાળ અને અગવડભરી ન્યાયપદ્ધતિ, હથિયારબંધી અને જંગલના કાયદાઓનો કડક અમલ વગેરે પારાવાર હાડમારીઓથી આખા દેશમાં અસંતોષનાં મૂળ વધુ ને વધુ ઊંડાં જવાં માંડ્યાં હતાં. સનંદી નોકરીઓની પરીક્ષાઓ અને કેળવણીના ક્ષેત્રમાં હિંદીઓ માટેની અસમાન અને અગવડભરી નીતિથી શિક્ષિતવર્ગ અસંતુષ્ટ થયો હતો. વળી લૉર્ડ લિટનના આપખુદ અમલ દરમિયાન છાપાંની સ્વતંત્રતા, જાહેર સભાઓ, વિદ્યાપીઠો તથા સ્થાનિક સ્વરાજ્યના હક્કો પણ ખૂંચવાઈ ગયા હોવાથી શિક્ષિતવર્ગનો

અસંતોષ વધવા પામ્યો હતો. "સિપાઈઓના બળવા"ની પુનરાવૃત્તિ તો નહિ થાય? એવી શંકા ઘણાને થવા માંડી હતી.

સર વિલિયમ વેડરબર્ન કહે છે કે, "આવાં કમનસીબ, આપખુદ અને પ્રગતિવિરોધી કાર્યોથી, અને રશિયાની પોલીસના જેવા જુલમોથી (રશિયામાં તે વખતે ઝારનું તંત્ર ચાલતું હતું) લોર્ડ લિટનના અમલ (ઈ. સ. ૧૮૭૬-૮૦) દરમિયાન, હિંદ બળવાની સીમાએ પહોંચી ગયું હતું." અને સાચે જ, ધૂંધવાયેલો અસંતોષ બળવાનું સ્વરૂપ ક્યારે લેશે તે કહેવું મુશ્કેલ હતું. વળી બ્રિટિશ અદાલતોએ શાહુકારોના લેણા પેટે ખેડૂતોની જમીન બિનખેડૂત એવા શાહુકારોને કબજે અપાવવા માંડી. બ્રિટીશ અમલ પહેલાં હજારો વર્ષો સુધી આવું કદી બન્યું ન હતું. ખેડૂતોમાં આથી તીવ્ર અસંતોષ વ્યાપ્યો અને કશો ઉપાય ન સૂઝવાથી તેઓ તોફાને ચઢ્યા. દક્ષિણના ખેડૂતોના બળવા એ આનો એક દાખલો છે (ઈ. સ. ૧૮૭૫). તેઓએ શાહુકારોને લૂંટવા, તેમના ખૂન કરવા જેવાં અનેક પ્રકારનાં કાર્યો કર્યાં હતાં. ગુજરાતના ખેડા જિલ્લામાં જ ઈ. સ. ૧૮૭૧ થી '૭૫ સુધીના ચાર વર્ષના ગાળામાં શાહુકારોનાં ખૂન, લૂંટફાટ, જપ્ત થયેલી મિલકતો પાછી મેળવવા માટેના હુમલાઓ વ. મળીને ૭૯ બનાવો થયા હતા. સંગઠિત રાજકીય બળવાની યોજના કદાચ કોઈ સ્થળે નહિ થઈ હોય, પણ લોકો હતાશ થઈ, જીવપર આવીને 'ફાંકિ' કરી નાખવાની મનોદશા પર આવી ગયા હતા એ તો સ્પષ્ટ હતું. પ્રજાનો આ ધૂંધવાયેલો અસંતોષ મિ. હ્યુમ નામે એક અંગ્રેજ સજ્જન જોઈ શક્યા, અને આ ધૂંધવાઈ રહેલા અસંતોષને યોગ્ય માર્ગે નહિ વાળવામાં આવે તો તે બળવાનું સ્વરૂપ લેશે એવી પણ તેમને ખાતરી થઈ. મિ. હ્યુમ સાધુફકીરોની જોડે ગાઢ સંપર્કમાં હતા. તેમની સાથેની વાતો ઉપરથી તેમ જ જુદા જુદા જિલ્લાઓની પરિસ્થિતિ પરના અહેવાલોનાં સાત પુસ્તકો તેમના હાથમાં આવ્યાં તે ઉપરથી બળવાની શક્યતા અંગે તેમને મજબૂત પુરાવાઓ મળ્યા.

જનતાનો અસંતોષ બળવામાં ન પરિણમતાં કાયદેસર માર્ગોએ વળે, અને પ્રજામાં પોતાના દુ:ખોનાં નિવારણની આશા ઊભી થાય, એ હેતુથી મિ. હ્યુમને એવા રાષ્ટ્રવ્યાપી સંમેલનની જરૂર જણાઈ. આ કામમાં હિંદનો ભણેલો વર્ગ ખૂબ ઉપયોગી થશે, એ મિ. હ્યુમની ચકોર દૃષ્ટિએ તરત જ જોઈ લીધું. હિંદની જનતા અને પરદેશી રાજ્યકર્તાવર્ગની વચ્ચે દુભાષિયા તરીકે કામ કરી શકે, બન્નેને પરસ્પર જોડનારી સાંકળ બની શકે, એવી યોગ્યતા આ શિક્ષિતસમુદાય સિવાય બીજા કોઈમાં ન હતી એ સ્પષ્ટ હતું. શ્રી આનંદમોહન બોઝના શબ્દોમાં કહીએ તો તે વખતના "હિંદના કેળવાયેલા વર્ગો ઇંગ્લેંડના શત્રુ નથી પણ મિત્ર છે–તેની સમક્ષ ઉપસ્થિત થયેલા મહાન કાર્યમાં તેના કુદરતી અને આવશ્યક સહચારીઓ છે" અંગ્રેજી કેળવણીની અસર પર વિવેચન કરતાં ટ્રૅવેલ્યને લખ્યું હતું કે, "સંયુક્ત પ્રાંત અને બંગાળાનાં લોકોના રાજકીય વિચારોમા મેં એક ભારે મોટો ફરક જોયો છે. સંયુક્ત પ્રાંતમાં અંગ્રેજી કેળવણીની હજુ તો શરૂઆત જ થઈ છે, ત્યા લોકો એક જ રીતે, અને તે અંગ્રેજી સત્તાને કાઢીને જ પોતાની રાજકીય સ્થિતિના સુધારાને સંભવિત ગણે છે. એથી ઊલટું બંગાળમાં, કે જ્યાં અંગ્રેજી શિક્ષણનો પુષ્કળ પ્રચાર થઈ ચૂક્યો છે, ત્યાં લોકો કોઈક જાતની પ્રતિનિધિત્વવાળી રાજ્યવ્યવસ્થાને પોતાનુ ધ્યેય માને છે.......બન્ને પ્રકારોમાં મોટો તફાવત એ છે કે પહેલામા આપણી સરકારનો તાત્કાલિક અંત આણવો જરૂરી છે, જ્યારે બીજામાં એ વાતનો સ્વીકાર કરી લેવામાં આવે છે કે ઘણા દિવસો સુધી આપણી સત્તાની જરૂર રહેશે, અને જેમ જેમ જનતા સ્વશાસન માટે લાયક થતી જશે, તેમ તેમ તેને વધુ ને વધુ હક્કો પ્રાપ્ત થતા રહેશે." ટ્રૅવેલ્યનની આ વાત પરથી શિક્ષિતવર્ગનું તે સમયનું માનસ સ્પષ્ટ થશે. શિક્ષિતવર્ગ બંધારણીય અને કાયદેસરના માર્ગોમાં સંપૂર્ણ શ્રદ્ધા ધરાવતો હતો, અને મિ. હ્યુમે પોતાના એક ભાષણમાં કહ્યું હતુ તેમ, "કોંગ્રેસનો ઉદ્દેશ એ પણ છે, કે લોકોની મનોવૃત્તિને

એવી રીતે બદલવી કે જેથી તે ચર્ચાઓ કરી બંધારણીય પદ્ધતિએ પોતાના દેશનો પ્રબંધ કરતાં શીખે ''

દેખીતી રીતે જ આ કામ માટે શિક્ષિતવર્ગનું તત્કાલીન માનસ ઘણું જ અનુકૂળ થઈ પડે તેવુ હતું. એ વર્ગની તાત્કાલિક ફરિયાદો મોટે ભાગે વહીવટી હતી, અને તેમનો નિકાલ લાવવાનો સાચો માર્ગ આ ફરિયાદોને યોગ્ય રીતે રાજ્યકર્તાઓના કાને નાખવાનો છે, એવી તેમની શ્રદ્ધા હતી. તેમની દૃષ્ટિ પાર્લામેન્ટ તરફ જ મુખ્યત્વે રહેતી. બ્રિટિશ લોકોની શુભેચ્છાઓ પર તેમનો અખૂટ વિશ્વાસ હતો. માત્ર તેમના ધ્યાન પર હિંદની પરિસ્થિતિ અંગેની સાચી હકીકતો લાવવાની જ જરૂર છે એમ તેમને લાગતુ. આ હેતુથી ગ્રેગઈને ઇંડિયન એસોસિયેશન, મદ્રાસ મહાજનસભા, બોમ્બે પ્રેસિડેન્સી એસોસિયેશન, પૂના સાર્વજનિક સભા વ. મંડળો તેમણે સ્થાપ્યાં હતા. શ્રી. સુરેન્દ્રનાથ બેનરજી, આનંદમોહન બોઝ, સર ફિરોઝશાહ મહેતા, ઑનરેબલ કાશીનાથ તેલંગ વગેરે આ સંસ્થાઓના પ્રાણરૂપ હતા. વળી ઇંગ્લંડમાં પણ ઇસ્ટ ઇંડિયા એસોસિયેશન નામની સંસ્થા ઈ. સ. ૧૮૬૭ માં સ્થપાઈ ચૂકી હતી, અને તેનું સંચાલન શ્રી. દાદાભાઈ નવરોજીના હસ્તક હતું. હિંદના આ બધા રાજપુરુષોને પણ આખાય દેશનું એક વિશાળ સંમેલન ભરવાની ઇચ્છા થઈ હતી. તેમના અને મિ. હ્યુમના ઉદ્દેશો અને વિચારસરણીમાં ઘણું સામ્ય હતું.

આવી પરિસ્થિતિમા કોંગ્રેસની સ્થાપનાના વિચારનો જન્મ થયો. મિ. હ્યુમનો મૂળ ખ્યાલ તો એવો હતો, કે કોંગ્રેસ રાજકીય પ્રશ્નો પર ચર્ચા નહિ કરતાં માત્ર સામાજિક પ્રશ્નોપર જ પોતાનુ ધ્યાન કેન્દ્રિત કરવું. પણ તેમણે આ વિષે તે વખતના વાઇસરૉય લૉર્ડ ડફરીનની સલાહ લીધી અને એ મુજબ મૂળ યોજનામા તેમણે ફેરફાર કર્યો. લૉર્ડ ડફરીને મિ. હ્યુમના વિચારોમા શિ ડો ગસ બનાવીને કહ્યુ, '' , ..અંગ્રેજોના હિતને ખાતર તેમ જ હિંદી પ્રજાના હિતને ખાતર હિંદી રાજદ્વારીઓ

વરસમાં એક વાર એકત્ર થઈને સરકારના વહીવટની ખામીઓ બતાવે તેમ જ તે કેમ સુધારવી તે વિષે સૂચનાઓ કરે એ બહુ ઇચ્છવા યોગ્ય છે." મિ. હ્યુમને ગળે આ વાત ઊતરી. કોંગ્રેસનું પ્રમુખપદ તે જે પ્રાંતમાં ભરાય ત્યાંનો ગવર્નર જ સંભાળે, એવો મિ. હ્યુમનો વિચાર પણ લૉર્ડ ડફરીને નામંજૂર કરવાથી પડતો મૂકવામાં આવ્યો. આમ કોંગ્રેસને રાજકીય સ્વરૂપ આપવા માટે લૉર્ડ ડફરીન જ કારણભૂત હતા, એ નોંધપાત્ર છે. હિંદની પ્રજાનો અસંતોષ ક્રાન્તિનું સ્વરૂપ ન લેતાં બંધારણીય માર્ગોએ વળે એ માટેની રાજ્યકર્તાવર્ગની આતુરતાની સાથે તેમની મુત્સદ્દીગીરીની પણ આ હકીકત સૂચક છે. આમ લૉર્ડ ડફરીનના આશીર્વાદ મેળવવામાં આવ્યા. ઈંગ્લંડમાં પેન્શન ખાતા અમલદારો અને એંગ્લો-ઇંડિયનોના આશીર્વાદ પણ મેળવવામાં આવ્યા, અને કોંગ્રેસના પાયા નખાયા. ઈ. સ. ૧૮૮૫ના માર્ચ મહિનામાં દેશના જુદા જુદા ભાગોના પ્રતિનિધિઓની એક પરિષદ નાતાલની રજાઓમાં મળે એમ નક્કી કરવામાં આવ્યું અને તદનુસાર એક પરિપત્ર દેશમાં ફેરવવામાં આવ્યો. પરિપત્રમાં સ્પષ્ટ કર્યું હતું કે, "......અંગ્રેજી ભાષામાં પાવરધા આગેવાન રાજદ્વારીઓની આ પરિષદ બનશે."

પરિષદનો આશય નીચે પ્રમાણે જાહેર કરવામાં આવ્યો હતો. "(૧) રાષ્ટ્રની પ્રગતિના કાર્યમાં હૃદયપૂર્વક પરિશ્રમ કરનાર બધા સેવકોનો પરસ્પર પરિચય કરાવવો. (૨) નવા વર્ષ દરમિયાન અમલમાં મૂકવાના રાજકીય કાર્યક્રમ વિષે ચર્ચા અને નિર્ણય કરવો."

---

# ૩ વિનંતિકાળ (ઈ. સ. ૧૮૮૫–૯૬)

કૉંગ્રેસનું પ્રથમ અધિવેશન ઈ. સ. ૧૮૮૫ના ડિસેંબરની ૨૮ મી તારીખે બપોરના મુંબઈની ગોકળદાસ તેજપાળ સંસ્કૃત પાઠશાળાના દીવાનખાનામાં મળ્યું. દેશના જુદા જુદા ભાગોમાંથી કુલ ૭૨ પ્રતિનિધિઓએ તેમાં હાજરી આપી. આ ઉપરાંત છાપાંના સંખ્યાબંધ તંત્રીઓ, અધ્યાપકો અને સરકારી નોકરો પણ હાજર રહ્યા હતા. ઑનરેબલ કાશીનાથ ત્ર્યંબક તેલંગે પરિષદને પ્રથમ સંબોધન કર્યું. પ્રમુખસ્થાન શ્રી વ્યોમેશચંદ્ર બેનરજીએ શોભાવ્યું. નવ ઠરાવો પસાર કરવામાં આવ્યા, જેમાં હિંદના રાજ્યવહીવટની તપાસ કરવા માટે એક શાહી કમિશનની માગણી કરતો, ઇંડિયા કાઉન્સિલ રદ કરવાની માગણી કરતો, ધારાસભાઓમાં લોકનિયુક્ત સભ્યોને સ્થાન આપવાની તથા તેમને પ્રશ્નો પૂછવાનો અધિકાર આપવાની માગણી કરતો, લશ્કરી ખર્ચ અંગે અભિપ્રાય વ્યક્ત કરતો તથા હિંદી સનંદી નોકરીઓની પરીક્ષા હિંદમાં પણ લેવાની તથા તે માટેની વયમર્યાદા વધારવાની માગણી કરતો ઠરાવ મુખ્ય છે. અંતમાં આવતે વર્ષે નાતાલની રજાઓમાં કલકત્તા ખાતે મળવાનું ઠરાવીને પરિષદ વિસર્જન થઈ.

શરૂઆતના વર્ષોમાં આ રીતે કૉંગ્રેસ દર વર્ષે નાતાલની રજાઓમાં એકઠી થતી. તેમાં ઝમકદાર ભાષણો થતાં અને દેશની પરિસ્થિતિને લગતા જુદા જુદા પ્રશ્નો ઉપર વિચારણા કરી તેને લગતા ઠરાવો પસાર કરવામાં આવતા. બંધારણને લગતા ફેરફારો, સુધારાઓની માગણી, ધારાસભાને લગતા હક્કોની માગણી, સરકારી નોકરીઓને લગતા અધિકારો, લશ્કરી ખર્ચમાં થતા વધારાઓ સામે વિરોધ, લશ્કરી નોકરીઓમાં હિંદીઓને દાખલ કરવાની માગણી, ન્યાય અને કારોબારીના

ખાતાંને એકબીજાથી સ્વતંત્ર કરવાની માગણી, મહેસૂલ, દુકાળ, ગરીબાઈ, જંગલખાતાના કાયદાઓમાં ફેરફારો, વેપાર ઉદ્યોગને સંરક્ષણ, પરદેશવાસી હિંદીઓ માટે સહાનુભૂતિ, મીઠાવેરામાં ઘટાડો, મદ્યપાનનિષેધ, વગેરે વિષયોને સ્પર્શતા ઠરાવો કોંગ્રેસમાં આ અરસામાં થતા.

આ ઠરાવો સરકાર સમક્ષની માગણીઓના રૂપમાં થતા. આ માગણીઓ માત્ર ઊર્મિલ, અવ્યવહારુ કે તરંગી નહોતી, પણ તેમની પાછળ વજનદાર અને વ્યવહારુ કારણો હતાં. આ માગણીઓની રજૂઆત કરનાર, તે વખતની કોંગ્રેસના આગેવાનો દેશની પરિસ્થિતિના સૂક્ષ્મ અભ્યાસી હોવા ઉપરાંત, ઘણા ગંભીર અને ઠરેલ રાજનીતિજ્ઞો તરીકે પ્રતિષ્ઠા પામેલા હતા. સરકારમાં પણ તેમનો માનમરતબો સારો હતો, અને તેમાંના કેટલાક તો સરકારી હોદ્દાઓ અને ખિતાબો પણ ધરાવતા હતા. તેમણે કરેલી માગણીઓમાંથી ઘણીખરી હજુ પણ સ્વીકારવામાં નથી આવી, એ હકીકત તેમની દીર્ઘદર્શિતાની સૂચક છે. સર ફિરોઝશાહ મહેતા, દાદાભાઈ નવરોજી, મિ. હ્યુમ, સર વિલિયમ વેડરબર્ન, સુરેન્દ્રનાથ બેનરજી, બદરૂદીન તૈયબજી, કાશીનાથ તેલંગ, વ્યોમેશચંદ્ર બેનરજી, ગોપાળકૃષ્ણ ગોખલે, દીનશા વાચ્છા, આનંદમોહન બોઝ વ. તે વખતના રાજકીય આકાશના ચમકતા તારકો હતા. એમાંના ઘણાખરાને બ્રિટિશ ન્યાયબુદ્ધિમાં સંપૂર્ણ વિશ્વાસ હતો. રાજભક્તિ અને વફાદારીની ભાવનાઓથી તેઓ તરબોળ હતા, અને આ ભાવનાઓ તે વખતે ઉત્તમ ગણાતી. કોંગ્રેસના પ્રમુખપદને બે વાર શોભાવનાર બંગાળના સિંહ અને વ્યાખ્યાનકેસરી સુરેન્દ્રનાથ બેનરજી તો ઇંગ્લંડની સંસ્કૃતિને દુનિયાની સર્વ સંસ્કૃતિઓમાં શ્રેષ્ઠ ગણતા, અને હિંદના ઇંગ્લંડ સાથેના સંબંધથી હિંદને પારાવાર લાભ થયો છે એમ શ્રદ્ધાપૂર્વક માનતા. તેઓ ઇંગ્લંડને રાજકીય તેમજ નૈતિક બાબતોમાં હિંદના ગુરુસ્થાને ગણતા, અને તેથી હિંદ ઉપર ઇંગ્લંડનું છત્ર કાયમ માટે રહે એમ ઇચ્છતા. ઈ. સ. ૧૮૯૨માં તેમણે અભિમાનપૂર્વક જાહેર કર્યું હતું કે, આપણે એક મહાન

અને સ્વતંત્ર સામ્રાજ્યની પ્રજા છીએ, અને દુનિયાના સૌથી ઉદાત્ત રાજ્યબંધારણના છત્ર નીચે રહીએ છીએ." તે વખતની કૉંગ્રેસના એકચક્રી સમ્રાટ જેવા સર ફિરોઝશાહ મહેતા પણ કહેતા કે, "લોકોની વિનયપૂર્વક વકીલાત કરીને ઉદાર રાજનીતિની માગણી કરવી, એ જ કૉંગ્રેસને માટે શોભાસ્પદ છે. આ માગણીનો ઇંગ્લંડના ડાહ્યા રાજપુરુષો છેવટે સ્વીકાર કરશે એ વિષે મને જરા પણ શંકા નથી. અંગ્રેજી કેળવણી અને અંગ્રેજી સંસ્કૃતિના જીવન્ત અને ફલદાયી સિદ્ધાંતોમાં મને અગાધ વિશ્વાસ છે." હિંદુસ્તાનમાં અંગ્રેજોનું આગમન ભારતને માટે કલ્યાણકારી હોઈ તેમાં ઈશ્વરનો હાથ છે એમ આ આગેવાનો માનતા. પોતાના દેશનું તંત્ર પૂર્ણપણે સંભાળવાની યોગ્યતા હજુ હિંદીઓમાં આવી નથી એમ તેમને લાગતું. બ્રિટન અને હિંદુસ્તાન વચ્ચેના સંબંધો દૃઢ થાય એ જોવાને તેઓ ઇંતેજાર હતા. રાજભક્ત હોવામાં તેઓ ભારે ગૌરવ માનતા.

છાપાંઓની સ્વતંત્રતા પર તરાપ મારનારો "વર્નાક્યુલર પ્રેસ ઍક્ટ" નામે કાયદો પસાર થયો ત્યારે શ્રી. બેનરજીએ કહ્યું હતું કે, "આનાથી હિંદીઓની રાજભક્તિપર પ્રહાર થાય છે." અને મહારાણી વિક્ટોરિયા તથા ઇંગ્લંડના રાજપુરુષોના ભાષણોમાંથી અવતરણો ટાંકીને તેમણે હિંદીઓની રાજભક્તિ કેટલી શુદ્ધ છે, એ સાબિત કરવાનો પ્રયત્ન કર્યો. રાજભક્તિનું આ પ્રદર્શન કૉંગ્રેસની ખુલ્લી બેઠકમાં પણ થતું. ગવર્નર કે વાઇસરૉય કૉંગ્રેસની બેઠકમાં આવતા ત્યારે આખી કૉંગ્રેસ તેમને ઊભી થઈને માન આપતી, એટલું જ નહિ પણ તે વખતે બીજું બધું કામકાજ અધવચ્ચે જ અટકાવી દઈને બ્રિટિશ તાજ પ્રત્યેની વફાદારી વ્યક્ત કરતો ઠરાવ રજૂ કરવામાં આવતો. સરકાર પણ તે વખતે કૉંગ્રેસ પ્રત્યે સહાનુભૂતિની નજરથી જોતી. પહેલી કૉંગ્રેસના બધા જ પ્રતિનિધિઓને મુંબઈ સરકારના સેક્રેટરીઅટમાં જ ઉતારો આપવામાં આવેલો. બીજી કૉંગ્રેસમાં વાઇસરૉય તરફથી અને

ત્રીજી કોંગ્રેસમાં ગવર્નર તરફથી કોંગ્રેસના પ્રતિનિધિઓ માટે ભોજન સમારંભ પણ યોજવામાં આવ્યો હતો. કોંગ્રેસમાં અવારનવાર મહારાણીને અભિનંદન આપનારા અને બ્રિટિશ સામ્રાજ્યપર તેમનું રાજ્ય અનેક વર્ષો સુધી રહે એવી પ્રાર્થના કરનારા ઠરાવો પણ થતા. કોંગ્રેસના એક સ્વાગતપ્રમુખે તો કોંગ્રેસને હિંદના બ્રિટિશ અમલની કીર્તિના કળશરૂપે વર્ણવી હતી.

વફાદારીની આ ભાવના સમજવાનું અત્યારે આપણને મુશ્કેલ લાગે છતાં ય એ ન ભૂલવું જોઈએ કે કોંગ્રેસના આ આગેવાનો પોતાના દેશ પ્રત્યેના પ્રેમ અને ભક્તિમાં કોઈથી જરા યે ઊતરતા નહોતા. દેશની ગરીબીથી તેમને દુઃખ થતું હતું. આકરા કરવેરાઓ અને ભારે *મોટા વહીવટી તથા લશ્કરી ખર્ચાનો તેઓ વિરોધ કરતા, હિંદીઓના* હાથમાં વધુને વધુ સત્તા આપવાની તેઓ માગણી કરતા. પણ આ બધી વસ્તુઓ માગણીઓદ્વારા સિદ્ધ થઈ શકશે એવી તેમની અંતઃકરણપૂર્વકની શ્રદ્ધા હતી. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તેમની આ શ્રદ્ધા પર પ્રહારો પડવા લાગ્યા. ઠરાવો દ્વારા કરવામાં આવતી માગણીઓને સરકારે જરા પણ દાદ આપી નહિ. સનંદી નોકરીઓની પરીક્ષાઓ હિંદુસ્તાનમાં લેવાની, ધારાસભાઓમાં નીમેલા ઉપરાંત ચૂંટાયેલા સભ્યો લેવાની અને તેમને પ્રશ્નો પૂછવાનો હક્ક આપવાની માગણીઓ જેવી સાવ સામાન્ય માગણીઓમાંથી પણ કોઈનો સ્વીકાર ન થયો. આથી ઊલટું પ્રજા પર કોંગ્રેસનો પ્રભાવ જેમ જેમ વધતો ગયો, અને જેમ જેમ તેનો વધુ પ્રચાર થતો ગયો, તેમ તેમ તેની સામે સરકાર શંકાની નજરથી જોવા માંડી, એટલું જ નહિ પણ તેનો વિરોધ પણ કરવા લાગી. ચોથી કોંગ્રેસમાંજ (ઈ. સ. ૧૮૮૮) સરકારી અધિકારીઓના વિરોધને લીધે કોંગ્રેસના વાર્ષિક અધિવેશનનું સ્થાન પણ ભારે મુશ્કેલીથી મળી શક્યું હતું. એ જ અરસામાં મુસલમાનોને કોંગ્રેસથી જુદા પાડી નાંખવાના પ્રયત્નો પણ સરકારે શરૂ કર્યા. પણ સરકારના

વિરોધ છતાં ય કોંગ્રેસનો પ્રભાવ તો દેશમાં વધતો જ ગયો અને તેના પાંચમા અધિવેશનમાં પ્રતિનિધિઓની સંખ્યા લગભગ બે હજાર સુધી પહોંચી ગઈ. આ ઉપરાંત હજારો પ્રેક્ષકો પણ કોંગ્રેસની વાર્ષિક બેઠકોમાં હાજરી આપી તેમાં રસ લેવા લાગ્યા.

કોંગ્રેસની માગણીઓ તરફ સરકારે જે દુર્લક્ષ તથા ઉપેક્ષાભર્યું એટલું જ નહિ પણ વિરોધી વલણ બતાવ્યું તેથી ધીરે ધીરે કેટલાક લોકોનો બ્રિટિશ સરકાર પરનો વિશ્વાસ ઊઠવા લાગ્યો. માત્ર ભાષણો અને ઠરાવોથી કશું નહિ વળે એવી એક વિચારણા પણ ઊભી થવા માંડી. પોતાના પગ ઉપર જે ઊભા ન રહી શકે તેને સફળતા મળવી અસંભવિત છે, એ સત્યનો ક્રમશઃ ઉદય થવા પામ્યો. આ પરિસ્થિતિ-માંથી હિંદી રાજકારણના તખ્ત પર એક નવા જ બળનો ઊગમ થયો, જેને આપણે ઉદ્દામદળ ( એક્સ્ટ્રીમીસ્ટો = અંતિમમાર્ગીઓ ) તરીકે ઓળખીએ છીએ.

# ૪ ઉદ્દામદળનો ઉદય (ઈ. સ. ૧૮૯૬–૧૯૦૪)

૧૮૯૬ની સાલથી દેશના રાજકારણમાં એક નવા બળનું પ્રાકટ્ય આપણે જોઈએ છીએ. આ વર્ષમાં જ લોકમાન્ય તિલક હિંદના રાજકારણમાં વધુ પ્રકાશમા આવ્યા, તેમ જ ઉદ્દામદળની વિચારસરણીની અસર વ્યાપક બનવા માંડી. દેશના અગ્રગણ્ય રાજપુરુષોમાં લોકમાન્યની ગણના તો આ પહેલા પણ થતી હતી, પણ આ વર્ષમાં કેટલીક એવી ઘટનાઓ બનવા પામી જેને પરિણામે લોકમાન્ય વધુ આગળ આવ્યા. આ સાલમા પૂનામા સખ્ત પ્લેગ ચાલ્યો. સરકારે પ્લેગને ફેલાતો અટકાવવા માટે ખૂબ કડક પગલા લેવાં ધાર્યાં, અને તેનો અમલ કરવાનું લશ્કરી સિપાહીઓને સોંપ્યું. લોકોને પોતાના મકાન છોડીને તાબડતોબ ચાલ્યા જવાની ફરજ પાડવામાં આવી, અને ઘણીવાર તો તેમને બિસ્ત્રાપોટલાં સુદ્ધાં લઈ જવાની છૂટ આપવામા ન આવી. સિપાઈઓએ લોકોને એમના ઘરમા ઘૂસીને બહાર કાઢવા માંડ્યા. પ્રજામા આ જુલમી ઉપાયો સામે ખૂબ ગુસ્સાની લાગણી ફેલાઈ. પ્રજાના આ રોષે એટલુ પ્રબળ સ્વરૂપ લીધુ કે મિ. રેન્ડ નામે એક ગોરા પ્લેગ અમલદારનું ખૂન થયું. આ ખૂનના આરોપસર નાતુભાઈઓને ઈ. સ ૧૮૯૭મા પકડવામા આવ્યા, અને કેસ ચલાવ્યા વગર બે વર્ષ સુધી એમને ગોંધી મૂકવામા આવ્યા આ બધાથી સરકાર સામે બેદિલી ખૂબ વધી. લોકમાન્ય તિલકે તેમના પ્રસિદ્ધ પત્ર કેસરીમા પૂનામા સરકારે લીધેલા કડક પગલાંઓની સામે સખ્ત ભાષામા જેહાદ ચલાવી આ લેખો માટે તેમની સામે કામ ચલાવીને તેમને અઢાર મહિનાની સજા ઈ. સ. ૧૮૯૭ના સપ્ટેમ્બરમા કરવામાં આવી.

આ આગાઉ પણ લોકમાન્યને તેમના કેસરીમાના લેખો માટે ૧૦૧ દિવસની સજા થયેલી. આજથી લગભગ અર્ધી સદી પૂર્વેના

જમાનામાં લોકમાન્યને થયેલી આ ઉપરાઉપરી કેદોથી દેશના દિલમાં તેમને ખૂબ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત થયું. ૧૮૯૭ ની સાલમાં જ ફોજદારી કાયદામાં રાજદ્રોહને લગતી અને પ્રજાપરના અંકુશોને વધુ સખ્ત કરતી ૧૨૪ અ અને ૧૫૩ અ નામે બે કલમો ઉમેરવામાં આવી. આથી પ્રજામાં ખૂબ રોષ પેદા થયો. પૂનાના પ્લેગ વખતની સરકારની સખ્તાઈ, નાતુભાઈઓની કેદ, રાજદ્રોહની કલમોમાં ઉમેરો અને લોકમાન્યને થયેલી ઉપરાઉપરી સજાઓથી પ્રજામાં બ્રિટિશ રાજ્યસત્તા વિષેનો વિશ્વાસ અને ભક્તિ ઓસરીને એની સામે વિરોધ વધવા લાગ્યો. આ વિરોધને મૂર્તિમંત કરી શકે એવા નેતા આ કાળે સ્વાભાવિક રીતેજ લોકમાન્ય હતા. ઉદાર અને ઉદ્દામ નામે ઓળખાતાં કોંગ્રેસમાંનાં બે દળો વચ્ચેનું ઘર્ષણ આ સમયે શરૂ થયું. સર ફિરોઝશાહ મહેતા અને સુરેન્દ્રનાથ બેનરજી આ વખતે ઉદારદળના ( મોડરેટ=મધ્યમમાર્ગી ) પ્રસિદ્ધ નેતાઓ હતા અને લોકમાન્ય ઉદ્દામદળના સૌથી લોકપ્રિય નેતા હતા.

ઉદાર અને ઉદ્દામદળો વચ્ચેનો તફાવત અહીં તપાસવા જેવો છે. આપણે આગળ જોઈ ગયા તેમ ઉદારદળના આગેવાનોને બ્રિટિશ શાસકોની ન્યાયપરાયણતામાં ઊંડો વિશ્વાસ હતો. અંગ્રેજ લોકો સ્વભાવે જ ન્યાયી અને નિષ્પક્ષપાત છે, અને હકીકતોનું બરાબર જ્ઞાન થયા પછી તેઓ સત્ય અને ન્યાયથી જરા પણ વેગળા થતા નથી, એવો તેમને વિશ્વાસ હતો. આથી પ્રજાની હાડમારીઓ દૂર કરવા માટે કારણો અને દલીલો સહિત વકીલાત કરવી, વિનંતિઓ કરવી તથા નવા સુધારા અને નવા હક્કો માટે માગણી કરવી એ જ તેમનો સ્વીકૃત કાર્યક્રમ હતો. અરજી કરવાની અને માગણી કરવાની એક વિશિષ્ટ કળા તેમણે નિર્માણ કરી. વકીલની કુશળતા, વિવિધરંગી કલ્પનાઓ અને હકીકતોથી ભરપૂર આવેશમય વક્તૃત્વ એ બે તેમનાં મુખ્ય સાધનો હતાં. આમ ઉદારદળની દૃષ્ટિ "સરકારમુખી" હતી, જ્યારે ઉદ્દામદળની દૃષ્ટિ

## ૪ ઉદ્દામદળનો ઉદય (ઈ. સ. ૧૮૯૬–૧૯૦૪)

૧૮૯૬ની સાલથી દેશના રાજકારણમાં એક નવા બળનું પ્રાગટ્ય આપણે જોઈએ છીએ આ વર્ષમાં જ લોકમાન્ય તિલક હિંદના રાજકારણમાં વધુ પ્રકાશમાં આવ્યા, તેમ જ ઉદ્દામદળની વિચારસરણીની અસર વ્યાપક બનવા માંડી દેશના અગ્રગણ્ય રાજપુરુષોમાં લોકમાન્યની ગણના તો આ પહેલા પણ થતી હતી, પણ આ વર્ષમાં કેટલીક એવી ઘટનાઓ બનવા પામી જેને પરિણામે લોકમાન્ય વધુ આગળ આવ્યા આ સાલમાં પૂનામાં સખ્ત પ્લેગ ચાલ્યો સરકારે પ્લેગને ફેલાતો અટકાવવા માટે ખૂબ કડક પગલા લેવા ધાર્યાં, અને તેનો અમલ કરવાનું લશ્કરી સિપાહીઓને સોંપ્યુ લોકોને પોતાના મકાન છોડીને તાબડતોબ ચાલ્યા જવાની ફરજ પાડવામાં આવી, અને ઘણીવાર તો તેમને બિસ્ત્રાપોટલા સુદ્ધાં લઈ જવાની છૂટ આપવામાં ન આવી. સિપાઈઓએ લોકોને એમના ઘરમાં ઘૂસીને બહાર કાઢવા માંડ્યા પ્રજામાં આ જુલમી ઉપાયો સામે ખૂબ ગુસ્સાની લાગણી ફેલાઈ પ્રજાના આ રોષે એટલું પ્રબળ સ્વરૂપ લીધું કે મિ રેન્ડ નામે એક ગોરા પ્લેગ અમલદારનું ખૂન થયું આ ખૂનના આરોપસર નાતુભાઈઓને ઈ સ. ૧૮૯૭માં પકડવામાં આવ્યા, અને કેસ ચલાવ્યા વગર બે વર્ષ સુધી એમને ગોંધી રાખવામાં આવ્યા આ બધાથી સરકાર સામે બેદિલી ખૂબ વધી લોકમાન્ય તિલકે તેમના પ્રસિદ્ધ પત્ર કેસરીમાં પૂનામાં સરકારે લીધેલા કડક પગલાંઓની સામે સખ્ત ભાષામાં જેહાદ ચલાવી આ લેખો માટે તેમની સામે કામ ચલાવીને તેમને અઢાર મહિનાની સજા ઈ સ ૧૮૯૭ના સપ્ટેમ્બરમાં કરવામાં આવી

આ અગાઉ પણ લોકમાન્યને તેમના કેસરીમાંના લેખો માટે ૧૦૧ દિવસની સજા થયેલી આજથી લગભગ અર્ધી સદી પૂર્વેના

જમાનામાં લોકમાન્યને થયેલી આ ઉપરાઉપરી કેદોથી દેશના દિલમાં તેમને ખૂબ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત થયું. ૧૮૯૭ ની સાલમાં જ ફોજદારી કાયદામાં રાજદ્રોહને લગતી અને પ્રજાપરના અંકુશોને વધુ સખ્ત કરતી ૧૨૪ અ અને ૧૫૩ અ નામે બે કલમો ઉમેરવામાં આવી. આથી પ્રજામાં ખૂબ રોષ પેદા થયો. પૂનાના પ્લેગ વખતની સરકારની સખ્તાઈ, નાતુભાઈઓની કેદ, રાજદ્રોહની કલમોમાં ઉમેરો અને લોકમાન્યને થયેલી ઉપરાઉપરી સજાઓથી પ્રજામાં બ્રિટિશ રાજ્યસત્તા વિષેનો વિશ્વાસ અને ભક્તિ ઓસરીને એની સામે વિરોધ વધવા લાગ્યો. આ વિરોધને મૂર્તિમંત કરી શકે એવા નેતા આ કાળે સ્વાભાવિક રીતેજ લોકમાન્ય હતા. ઉદાર અને ઉદ્દામ નામે ઓળખાતાં કોંગ્રેસમાંનાં બે દળો વચ્ચેનું ઘર્ષણ આ સમયે શરૂ થયું. સર ફિરોઝશાહ મહેતા અને સુરેન્દ્રનાથ બેનરજી આ વખતે ઉદારદળના ( મોડરેટ=મધ્યમમાર્ગી ) પ્રસિદ્ધ નેતાઓ હતા અને લોકમાન્ય ઉદ્દામદળના સૌથી લોકપ્રિય નેતા હતા.

ઉદાર અને ઉદ્દામદળો વચ્ચેનો તફાવત અહીં તપાસવા જેવો છે. આપણે આગળ જોઈ ગયા તેમ ઉદારદળના આગેવાનોને બ્રિટિશ શાસકોની ન્યાયપરાયણતામાં ઊંડો વિશ્વાસ હતો. અંગ્રેજ લોકો સ્વભાવે જ ન્યાયી અને નિષ્પક્ષપાત છે, અને હકીકતોનું બરાબર જ્ઞાન થયા પછી તેઓ સત્ય અને ન્યાયથી જરા પણ વેગળા થતા નથી, એવો તેમને વિશ્વાસ હતો. આથી પ્રજાની હાડમારીઓ દૂર કરવા માટે કારણો અને દલીલો સહિત વકીલાત કરવી, વિનંતિઓ કરવી તથા નવા સુધારા અને નવા હક્કો માટે માગણી કરવી એ જ તેમનો સ્વીકૃત કાર્યક્રમ હતો. અરજી કરવાની અને માગણી કરવાની એક વિશિષ્ટ કળા તેમણે નિર્માણ કરી. વકીલની કુશળતા, વિવિધરંગી કલ્પનાઓ અને હકીકતોથી ભરપૂર આવેશમય વક્તૃત્વ એ બે તેમનાં મુખ્ય સાધનો હતાં. આમ ઉદારદળની દૃષ્ટિ "સરકારમુખી" હતી, જ્યારે ઉદ્દામદળની દૃષ્ટિ

મુખ્યત્વે "પ્રજાભિમુખ" હતી. બ્રિટિશ રાજકર્તાઓમા ઉદ્દામદળને વિશ્વાસ ન હતો. તેમણે જોયું કે પ્રજાજાગૃતિ વગર કોઈ પણ જાતના પરિણામોની આશા રાખવી વ્યર્થ છે. આ વિચારસરણીથી પ્રેરાઈને લોકમાન્યે પ્રજાકેળવણી માટે અનેક પ્રકારના પ્રયત્નો આદર્યા. ભાષા, શિક્ષણ, પોશાક, ઉત્સવો આ બધામાં તેમણે રાષ્ટ્રીયતા ઉપર ઝોક મૂક્યો. પોતાના પ્રસિદ્ધ પત્ર કેસરીમાં તેમણે પોતાની તેજસ્વી મરાઠી ભાષામાં લેખો લખીને પ્રજાને કેળવવા માંડી. માતૃભાષામા જ લેખો લખવાના અને ભાષણો કરવાના તેમના આગ્રહથી તે જનતા સાથે વધુ નિકટ થઈ શકયા. વસંત વ્યાખ્યાનમાળા દ્વારા તેમણે જુદા જુદા ઉપયોગી વિષયો પરનું એક જાતનું જ્ઞાનસત્ર ઊભું કર્યું. દર વર્ષે સભાઓ, મેળાવડા વગેરે કાર્યક્રમો દ્વારા, તેમ જ શિવાજી ઉત્સવ અને ગણેશોત્સવ ઊજવવાની શરૂઆત કરીને પ્રજામાં તેમણે અવનવું ચેતન આણ્યું. રાષ્ટ્રીય પોશાક અને રીતરિવાજો માટેનો લોકમાન્યનો આગ્રહ કેટલો હતો એ સૂચવતો એક રસિક પ્રસંગ અહીં ટાંકવા જેવો છે. તે વખતની મુંબઈ કાઉન્સિલમા લોકમાન્ય ચૂંટાયેલા સભ્ય હતા. ધારાસભાની બેઠક ચાલતી ત્યારે લોકમાન્ય દક્ષિણી પોશાક પહેરીને જ તેમાં હાજરી આપતા. મુંબઈના ગવર્નર તેમના પત્નીની સાથે એક વાર ધારાસભા જોવા આવ્યા લોકમાન્ય તો પોતાની હંમેશની રીત પ્રમાણે દક્ષિણી જોડા પગમાંથી કાઢીને ખુરશી ઉપર દેશી ઢબે પલાંઠી વાળીને બેઠા હતા. ગવર્નરના પત્નીએ આશ્ચર્યચકિત થઈને ગવર્નરને પૂછ્યું, "પેલા માનનીય ગૃહસ્થ કોણ છે? (હુ ઈઝ ધેટ ઑનરેબલ જેન્ટલમેન?)" ત્યારે ગવર્નરે જવાબ આપ્યો કે, "મારી કાઉન્સિલના એ સૌથી માનનીય સભ્ય છે. (ધી ઈઝ ધ મોસ્ટ ઑનરેબલ મેંબર ઑફ માય કાઉન્સિલ). લોકમાન્ય અને તેમની શક્તિ માટે અંગ્રેજ અમલદારોનો પણ કેટલો ઊંચો અભિપ્રાય હતો એ પણ આમાંથી સૂચિત થાય છે. આ રીતે લોકમાન્ય વધુ ને વધુ લોકપ્રિય થવા લાગ્યા અને તેની સાથે ઉદ્દામદળની લાગવગ

ધીરે ધીરે વધવા માંડી. કોંગ્રેસની અંદર તો મોટે ભાગે ઉદારદળનું જ વર્ચસ્વ ચાલુ રહ્યું. પહેલાંની જેમ જુદા જુદા પ્રકારની માગણીઓ કરતા ઠરાવો પણ આ તબક્કામાં કોંગ્રેસમાં થયા કરતા, પરંતુ બ્રિટિશ સરકાર તરફ નહિ પણ હિંદી પ્રજા તરફ જ આપણી નજર રહેવી જોઈએ અને પ્રજાને કેળવણી આપવામાં, તેને જાગૃત કરવામાં જ આપણે આપણી શક્તિ વાપરવી જોઈએ, એવી માન્યતા પ્રબળ થવા માંડી. આમ છતાં ય સરકાર સામે કોઈ પણ જાતનાં સક્રિય પગલાં લેવાની કલ્પનાએ હજુ પ્રવેશ કર્યો ન હતો.

---

# ૫ બંગભંગ (ઈ સ ૧૯૦૪–૧૯૦૮)

ઈ સ ૧૯૦૪ થી ૧૯૦૮ના વર્ષો હિંદુસ્તાનના રાષ્ટ્રીય ઉત્થાનના અભ્યાસીને માટે ખૂબ મહત્ત્વના છે બ્રિટિશશાસન સામેનો અસંતોષ અને રોષ આ વર્ષો દરમિયાન પહેલી જ વાર પ્રજા વ્યાપી રાષ્ટ્રીય આંદોલનમાં પરિણમ્યો બંગભંગની પ્રસિદ્ધ લડત આ વખતે જ થઈ કોંગ્રેસમાનું ઉદ્દામદળ આ વખતે જ વધુ પ્રબળ થયું

વીસમી સદીનો આરંભ થવાની સાથે લોર્ડ કર્ઝનનો અમલ શરૂ થઈ ગયો લોર્ડ કર્ઝનના આપખુદ અને હિંદીઓ પરના અવિશ્વાસથી ભરેલા માનસથી લોકો અસંતુષ્ટ હતા ઈ સ ૧૯૦૪માં યુનિવર્સિટી એક્ટ દ્વારા ઉચ્ચ શિક્ષણ પર કડક નિયંત્રણ મૂકવામાં આવ્યું એ જ વર્ષના ફેબ્રુઆરી મહિનાની ૮મી તારીખે રશિયા અને જાપાન વચ્ચે વિગ્રહ શરૂ થયો જેમાં નાનકડા જાપાને રશિયા જેવા સમર્થ યુરોપિયન રાષ્ટ્રને પરાજિત કર્યું આ ઘટનાથી એશિયાના દેશોમાં એક નવા જ પ્રકારની આત્મશ્રદ્ધા અને વિશ્વાસની હવા પ્રસરી હિંદી પ્રજામાં પણ આથી રાષ્ટ્રીયતાનું નવું જ મોજું આવ્યું બ્રિટિશ સામ્રાજ્ય સામેનો અસંતોષ અને અશાંતિ તો વધતા જ જતા હતા એવામાં અશાંતિની આગમાં ઘી રેડનારો એક ભારે મહત્ત્વનો બનાવ બન્યો આ બનાવ તે બંગાળના ભાગલા

ઈ સ ૧૯૦૫માં લોર્ડ કર્ઝને બંગાળના ભાગલા પાડ્યા કોમી ધોરણે બંગાળના ટુકડા કરીને બંગાળની શક્તિનો નાશ કરી દેવાની લોર્ડ કર્ઝનની આ સામ્રાજ્યવાદી રમતથી બંગાળભરમાં તીવ્ર રોષ ફેલાયો કોઈ પણ ભોગે ભાગલા પડતા અટકાવવાનો બંગાળીઓએ નિર્ણય કર્યો પ્રાન્તભરમાં ઠેર ઠેર સભાઓ મળી અને ભાગલાનો વિરોધ કરતા ઠરાવો

પસાર કરી સરકાર ઉપર મોકલી આપવામાં આવ્યા. આનાથી કાંઈ વળ્યું નહિ એટલે બંગભંગની હિલચાલે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. આ હિલચાલના મુખ્ય ચાર મુદ્દાઓ–સ્વદેશી, વિલાયતી માલનો બહિષ્કાર, રાષ્ટ્રીય શિક્ષણ અને સ્વરાજ્ય હતાં. બંગાળમાં આ હિલચાલથી ખૂબ જાગૃતિ આવી અને તેનો ચેપ દેશના બીજા ભાગોમાં પણ લાગ્યો. સ્વદેશી અને બહિષ્કારનાં સૂત્રો ઠેરઠેર બોલાવાં લાગ્યાં. "વંદેમાતરમ"નો પ્રેરણાદાયી મંત્ર દેશભરમાં ગુંજી ઊઠ્યો.

આ હિલચાલને દબાવી દેવા માટે સરકારે કડક દમનનીતિ અખત્યાર કરી. "વંદેમાતરમ્" બોલવું એ પણ ભયંકર ગુનો ગણાવા લાગ્યો. કેળવણીની સંસ્થાઓમાં ખૂબ સખ્તાઈ દાખલ કરવામાં આવી અને વિદ્યાર્થીઓને રાજકીય હિલચાલમાં ભાગ લેવા સામે મનાઈ કરવામાં આવી. માત્ર "વંદેમાતરમ્" બોલવાના ગુના માટે રંગપુર શાળાના બધા વિદ્યાર્થીઓને દંડ થયો અને દંડ આપવાની ના પાડતાં તેમને બરતરફ કરવામાં આવ્યા. આ બધા ઉપાયો દ્વારા પ્રજાના અને યુવક-વર્ગના જુસ્સાને કચડી નાખવાની સરકારે ધારણા રાખેલી, પણ પ્રજાનો જુસ્સો દબાઈ જવાને બદલે બમણા જોસથી ઊછળ્યો. વિદ્યાર્થીઓને રાજકીય દેખાવોમાં ભાગ લેવા સામે મનાઈ થવાથી શાળાકૉલેજોનો બહિષ્કાર શરૂ થયો અને રાષ્ટ્રીય કેળવણીની સંસ્થાઓ ઠેરઠેર સ્થાપવામાં આવી. એકલા પૂર્વ બંગાળમાં જ ચોવીસ રાષ્ટ્રીય શાળાઓ ચાલુ થઈ. વિદેશી માલની દુકાનોપર પિકેટિંગ શરૂ થયું. કલકત્તા, કે જ્યાં દુર્ગાપૂજા વખતે દર સાલ લાખો રૂપિયાના સોદા મૅંચેસ્ટર સાથે થતા, ત્યાં ઈ. સ. ૧૯૦૫ માં એક પણ સોદો ન થયો. બહિષ્કાર એટલો વ્યાપક થયો કે કેટલીક જગાઓએ તો અંગ્રેજોને પોતાને માટે પરદેશી કાપડ ખરીદવું હોય તો પણ રાષ્ટ્રીય હિલચાલના સ્થાનિક આગેવાનોની પરવાનગી વગર દુકાનદારો તેમને વેચતા નહિ. પૂર્વ બંગાળમાં કેટલાક જિલ્લાઓમાં

૨

અદાલતોનો બહિષ્કાર પણ વ્યાપક થયો અને પંચાયતો સ્થાપવામાં આવી. આમ બહિષ્કારનો અર્થ માત્ર પરદેશી માલનો બહિષ્કાર નહિ, પણ સરકારની સત્તામાત્રનો બહિષ્કાર થવા માંડ્યો.

બારીસાલમાં બંગાળ રાજકીય પરિષદના કાર્યક્રમ અંગે એક સરઘસ નીકળ્યું. સરઘસ ઉપર પોલીસે લાઠીમાર શરૂ કર્યો પણ કોઈ ભાગ્યું નહિ, કોઈ ખસ્યું નહિ. લોકોએ દૃઢતાથી માર ખાધો.

## બંગભંગના બે આગેવાનો: શ્રી બિપિનચંદ્ર પાલ અને અરવિંદ ઘોષ

બંગભંગની ચળવળને બે મહાન આગેવાનો મળ્યા. શ્રી બિપિનચંદ્ર પાલ અને શ્રી અરવિંદ ઘોષ. બિપિનબાબુ એ સમયે રાષ્ટ્રીયતાના ઋષિ ગણાતા. લાલ (લાલા લજપતરાય), બાલ (બાલગંગાધર તિલક) અને પાલ (બિપિનચંદ્ર પાલ)ની પ્રસિદ્ધ ત્રિપુટી તે કાળે જનહૃદયમાં વસી હતી. તેમાંના તે એક હતા. બહિષ્કાર, રાષ્ટ્રીય કેળવણી-અને સ્વદેશીનાં સૂત્રો ઉપર રચાયેલી નવી જાગૃતિના તે પ્રવર્તક બન્યા. તેઓ સમર્થ વક્તા હતા. મદ્રાસમાં એક ભાષણમાં તેમણે કહ્યું હતું કે, "લોકો ધીરે ધીરે સરકાર સાથે સહકાર કરવાનું છોડી દે એવો આપણે પ્રયત્ન કરીશું." આમ અસહકારના મંત્રનાં બીજ ને વખતે નંખાયાં. સરકારી નોકરોના બહિષ્કારમાં બિપિનબાબુ માનતા, એટલું જ નહિ પણ સરકારની સામે પ્રજાનું સ્વતંત્ર તંત્ર ઊભું કરવાની પણ તેમની ઉમેદ હતી.

શ્રી અરવિંદ ઘોષે વિલાયતમાં કેળવણી લીધી હતી. અતિશય બુદ્ધિશાળી વિદ્યાર્થી તરીકેની તેજસ્વી કારકિર્દી છતાં ય ઘોડેસવારીની પરીક્ષામાં નિષ્ફળ નીવડવાથી હિંદી સનંદી નોકરી (આઇ. સી. એસ.)ની પરીક્ષામાં તે નાપાસ થયા હતા. હિંદમાં આવીને વડોદરા રાજ્યના કેળવણીખાતામાં ઊંચા હોદ્દા ઉપર તેઓ જોડાયા હતા. બંગભંગની હિલચાલ વખતે ભારે પગારની નોકરીને તિલાંજલિ આપીને તેમણે

રાષ્ટ્રીય શિક્ષણ અને રાજકીય ચળવળમાં ઝંપલાવ્યું, અને જોતજોતામાં તેમની પ્રેરણા બંગાળના એક છેડાથી બીજા છેડા સુધી ફરી વળી.

બંગભંગની ઝુંબેશના આગેવાનોએ પ્રજામાં ચેતન આણવા માટે "વંદેમાતરમ્," "યુગાન્તર," "સંધ્યા," વગેરે પત્રો કાઢી જનતાને પોતાનો સંદેશો આપવા માંડ્યો. ચળવળનું ગંભીર સ્વરૂપ જોઈ સરકારે વધુ ને વધુ કડક રીતો અજમાવવા માંડી. ઉપરના પ્રસિદ્ધ પત્રોને દાબી દેવામાં આવ્યા. "યુગાન્તર"ના તંત્રી શ્રી ભૂપેન્દ્રનાથ દત્તને લાંબી સજા થઈ. ભૂપેન્દ્રનાથ સ્વામી વિવેકાનંદના ભાઈ હતા. સજા થતી વખતે તેમણે કોર્ટમાં જાહેર કર્યું, "મારી જગા લેવા ત્રીસ કરોડ તંત્રીઓ તૈયાર છે." તેમની માતા અને બીજી સેંકડો સન્નારીઓએ તેમને જાહેરમાં અભિનંદન આપ્યાં. "સંધ્યા"ના તંત્રી શ્રી બ્રહ્મબાંધવ ઉપાધ્યાયનું હૉસ્પિટાલમાં અવસાન થયું. "વંદેમાતરમ્"ના તંત્રી શ્રી અરવિંદ ઘોષને પકડીને તેમના પર ત્રણ મુકદ્દમાઓ ચલાવવામા આવ્યા. શ્રી બિપિનચંદ્ર પાલને શ્રી અરવિંદના કેસમાં તેમની વિરુદ્ધ જાય તેવી જુબાની આપવાની ના પાડવાના ગુના બદલ ૭ માસની સખ્ત કેદની સજા કરવામાં આવી. બંગાળના બીજા નવ આગેવાનોને હદપાર કરવામાં આવ્યા. પંજાબમાંથી લાલા લજપતરાય અને સરદાર અજીતસિંહ ( સરદાર ભગતસિંહના કાકા ) ને ૧૮૧૮ના એક કાનૂન અનુસાર દેશનિકાલ કરવામાં આવ્યા. આવા સખ્ત દમનને પરિણામે દેશમાં વિપ્લવવાદીઓનાં છૂપાં મંડળો પણ ઊભાં થયાં. ઈ સ. ૧૯૦૮ના એપ્રિલની ૩૦મી તારીખે મુઝફ્ફરપુરમાં બે બૉંબ ફેંકાયા. અઢાર વર્ષના યુવાન ખુદીરામ બોઝને આ માટે ફાંસીએ લટકાવવામાં આવ્યો. ખુદીરામની છબીઓ દેશમા ઠેરઠેર દેખાવા માંડી.

બંગાળના લે. ગવર્નર ફુલરનો આદર્શ "લશ્કર" અને "જરૂર પડયે લોહી વહેવડાવવું" એ હતો તો પ્રજાનો આદર્શ પરાક્રમ અને ધૈર્ય હતો. રાજદ્રોહ તથા તેની સજા પ્રજાના મનમાં ભયની લાગણી ઊભી કરતી નહિ. રાજદ્રોહનો પ્રચાર ઠેરઠેર થતો.

# ૬ કૉંગ્રેસના ભાગલા (ઈ. સ. ૧૯૦૭–૧૪)

ઈ. સ. ૧૯૦૮ પછી દેશના રાજકારણમાં એક મંદીનું મોજું આવી ગયું. ઉપરાઉપરી ધરપકડો, સજાઓ, દેશનિકાલ તથા છાપાં, કેળવણીની સંસ્થાઓ વગેરે ઉપર મૂકાયેલા અંકુશોને પરિણામે પ્રજા ભયગ્રસ્ત થવા પામી. પ્રજાને લડતમાં દોરનારા નેતાઓ પણ તેમની વચ્ચે ન હતા.

આ બધો સમય દરમિયાન કૉંગ્રેસની અંદરના ઉદાર અને ઉદ્દામ દળો વચ્ચેનાં ઘર્ષણો તો ચાલુ જ હતાં. કૉંગ્રેસની અંદર ઉદાર દળનું વર્ચસ્વ હતું. બંગાળના ભાગલા પાડવાની યોજનાનો સખ્ત વિરોધ કરવા ઉપરાંત બંગાળમાં સરકારે ચલાવેલા દમન સામે પણ કૉંગ્રેસે વિરોધ કર્યો હતો. સ્વદેશીની હિલચાલને કૉંગ્રેસે ટેકો આપ્યો હતો. બહિષ્કારના આંદોલનને ન્યાયી ગણાવતો ઠરાવ કૉંગ્રેસે પસાર કર્યો હતો, જો કે તેને સીધો ટેકો આપવાના કોઈ પગલાં તેણે લીધાં ન હતાં. દમનના કાયદાઓ રદ કરવાની તેણે માગણી કરી હતી. બંગાળના ભાગલા રદ કરવાની અરજ કરતા ઠરાવો ઉપરાઉપરી દરેક કૉંગ્રેસમાં કરવામાં આવતા. ઈ. સ. ૧૯૦૫ની કૉંગ્રેસના પ્રમુખસ્થાનેથી ભારતસેવક શ્રી ગોપાલકૃષ્ણ ગોખલેએ બંગભંગની યોજનાની સખ્ત શબ્દોમાં ઝાટકણી કાઢીને બહિષ્કાર અને સ્વદેશીની હિમાયત કરી હતી.

ઈ. સ. ૧૯૦૭ની સુરત કૉંગ્રેસમાં ઉદાર અને ઉદ્દામદળનાં ઘર્ષણો પરાકાષ્ઠાએ પહોંચ્યાં, અને કૉંગ્રેસમાં ભાગલા પડ્યા. ઈ. સ. ૧૯૦૬માં જ આ બન્ને વચ્ચેના ઉગ્ર ઘર્ષણોને લીધે ભાગલા પડે એવા સંજોગો હતા, પણ તે વખતના પ્રમુખ શ્રી દાદાભાઈ નવરોજીનો પ્રભાવ અને કુશળતાને લીધે ભાગલા પડતા અટકી ગયા હતા. આજ કૉંગ્રેસમાં

‘ કોંગ્રેસનુ ધ્યેય સ્વરાજ છે’ એમ કોંગ્રેસના મંચ ઉપરથી પહેલી જ વાર કહેવાયુ હતું સ્વરાજ્યની આ ઘોષણા જેને મુખેથી થઈ હતી એ દાદાભાઈની દૂરંદેશી નજર માટે માન ઊપજ્યા વગર રહેતુ નથી દાદાભાઈ ઉદાર કે ઉદ્દામ બેમાંથી એક પણ દળમા ન હતા દેશ માટેની ઊંડી દાઝે તેઓ હિંદના દાદા બન્યા હતા બ્રિટિશ સરકારની ન્યાયપરાયણતાના તેમને શ્રદ્ધા હતી તેમ છતા ય હિંદની ગરીબાઈ અને બ્રિટિશ સરકારી તંત્રના ઉડાઉ ખર્ચાળપણાની તે સખ્ત શબ્દોમા ઝાટકણી કાઢતા સ્વદેશી બહિષ્કાર અને રાષ્ટ્રીય શિક્ષણની ત્રિવિધ હિલચાલને તેમણે સંપૂર્ણ ટેકો આપ્યા, અને તેના સ્વરાજ્યની પોતાની નવી ઘોષણાનો સૂર ઉમેર્યો

આવા દાદાભાઈના પ્રભાવથી ઈ સ ૧૯૦૬મા કોંગ્રેસની એકતા જળવાઈ રહી પણ ઈ સ ૧૯૦૭મા સાંધેલા તાર તૂટી ગયા કોંગ્રેસનુ સ્થળ નાગપુર નક્કી થયુ હતુ તેમા ફેરફાર કરીને સૂરત રાખવામા આવેલુ તેથી ઉદ્દામદળ ગુસ્સે તો થયુ જ હતુ તે વખતે સૂરતમા ઉદારદળનુ જોર વિશેષ હોવાથી સ્થળ બદલવામા ઉદારદળવાળાઓની દાનત ખરાબ છે એવો ઉદ્દામદળનો આક્ષેપ હતો ઉદ્દામદળે પ્રમુખસ્થાને લાલા લજપતરાયનુ નામ સૂચવ્યુ એ વખતે લાલાજી ખૂબ લોકપ્રિય હોવાથી તેમના નામનો કોઈ વિરોધ કરે તેમ ન હતુ પણ લાલાજીએ પોતે જ પોતાનુ નામ પાછુ ખેંચી લીધુ ઉદ્દામદળ હવે લોકમાન્યને પ્રમુખસ્થાને ઇચ્છતુ હતુ જ્યારે ઉદારદળ ડો રાસબિહારી ઘોષને બન્ને પક્ષો વચ્ચે સમાધાન કરાવવાના પ્રયાસો નિષ્ફળ ગયા અને ગેરસમજ વધતી જ ચાલી ખુલ્લી બેઠકમા શરૂઆતથી જ પ્રમુખની દરખાસ્ત મુકાતા જ ખૂમરાણ અને ધાંધલ મચ્યુ પ્રતિનિધિઓમાથી કોઈએ જોડો ફેંક્યો અને તે સર ફિરોઝશાહને વાગ્યો સર્વત્ર અવ્યવસ્થા અને ઘોંઘાટ મચી રહ્યા ખુરશીઓ ફેંકાઈ અને લાઠીઓ ઊછળી છેવટે બેઠક મુલતવી રહી અને પક્ષો અલગ થયા અને ઉદ્દામદળ કોંગ્રેસથી જુદુ પડી ગયુ

આ પછી તો લોકમાન્ય વગેરે ઉદ્દામદળના નેતાઓ જેલમાં ગયા અને દળ વેરવિખેર થઈ ગયું; પણ બંગભંગને કારણે ફેલાયેલી અશાંતિ અને અસંતોષ તો ચાલુ જ રહ્યાં. છૂટાંછવાયાં રાજકીય ખૂનો થવાં લાગ્યાં. બંગાળના ભાગલા રદ થયા વગર શાંતિ સ્થપાય એમ તો હતું જ નહિ પણ સરકાર પોતાની પ્રતિષ્ઠા જાળવી રાખવા બહુ ઇંતેજાર હતી. છેવટે ઈ. સ. ૧૯૧૧માં શરૂ થનારો મોર્લી–મિન્ટો સુધારાનો અમલ શાંત અને શુભ વાતાવરણમાં થાય એ ખાતર, મહારાજા પાંચમા જ્યોર્જના રાજ્યાભિષેકના પ્રસંગનો લાભ લઈ બંગાળના ભાગલા રદ કરવામાં આવ્યા. આને પરિણામે વાતાવરણ શાંત થયું. રાષ્ટ્રિય માગણીને મળેલી સફળતાને કારણે દેશભરમાં ભારે ઉત્સાહ ફેલાઈ ગયો. કૉંગ્રેસે કૃતજ્ઞતાપૂર્વક સરકારનો આભાર માનતો ઠરાવ પસાર કર્યો.

ઈ. સ ૧૯૧૨મા તે વખતના વાઈસરૉય લૉર્ડ હાર્ડિંજ ઉપર ન્યુદિલ્હીમાં બૉંબ નખાયો. લૉર્ડ હાર્ડિંજ સહેજમાં જ બચી ગયા. કૉંગ્રેસે આ અત્યાચાર પ્રત્યે પોતાનો રોષ તથા દિલગીરી દર્શાવતો ઠરાવ લૉર્ડ હાર્ડિંજ ઉપર મોકલી આપ્યો. આ છૂટાછવાયા બનાવો સિવાય બીજા ખાસ મહત્ત્વના બનાવો ઈ. સ. ૧૯૦૮–૧૪ના ગાળામાં જોવા નથી મળતા. બરાબર આજ વર્ષો દરમિયાન દક્ષિણ આફ્રિકામાના હિંદીઓએ ગાંધીજીની સરદારી નીચે સત્યાગ્રહની લડત ચલાવી અને અનેક કષ્ટો વેઠીને અંતે તેમાં સફળતા પ્રાપ્ત કરી એ હકીકતની નોંધ અહીં લેવી જોઈએ.

---

"કૉંગ્રેસનું ધ્યેય સ્વરાજ્ય છે" એમ કૉંગ્રેસના મંચ ઉપરથી પહેલી જ વાર કહેવાયું હતું. સ્વરાજ્યની આ ઘોષણા જેને મુખેથી થઈ હતી એ દાદાભાઈની દૂરવર્તી નજર માટે માન ઊપજ્યા વગર રહેતું નથી. દાદાભાઈ ઉદાર કે ઉદ્દામ એમાંથી એક પણ દળમાં ન હતા. દેશ માટેની ઊંડી દાઝે તેમને હિંદના દાદા બનાવ્યા હતા. બ્રિટિશ સરકારની ન્યાયપરાયણતામાં તેમને શ્રદ્ધા હતી. તેમ છતાં ય હિંદની ગરીબાઈ અને બ્રિટિશ સરકારી તંત્રના ઉડાઉ ખર્ચાળપણાની તે સખ્ત શબ્દોમાં ઝાટકણી કાઢતા. સ્વદેશી, બહિષ્કાર અને રાષ્ટ્રીય શિક્ષણની ત્રિવિધ હિલચાલને તેમણે સંપૂર્ણ ટેકો આપ્યો, અને તેમાં સ્વરાજ્યની પોતાની નવી ઘોષણાનો સૂર ઉમેર્યો.

આવા દાદાભાઈના પ્રભાવથી ઈ. સ. ૧૯૦૬માં કૉંગ્રેસની એકતા જળવાઈ રહી, પણ ઈ. સ. ૧૯૦૭માં સાંધેલા તાર તૂટી ગયા. કૉંગ્રેસનું સ્થળ નાગપુર નક્કી થયું હતું, તેમાં ફેરફાર કરીને સૂરત કરવામાં આવેલું તેથી ઉદ્દામદળ ગુસ્સે તો થયું જ હતું. તે વખતે સૂરતમાં ઉદારદળનું જોર વિશેષ હોવાથી સ્થળ ફેરવવામાં ઉદારદળવાળાઓની દાનત ખરાબ છે એવો ઉદ્દામદળનો આક્ષેપ હતો. ઉદ્દામદળે પ્રમુખસ્થાને લાલા લજપતરાયનું નામ સૂચવ્યું. એ વખતે લાલાજી ખૂબ લોકપ્રિય હોવાથી તેમના નામનો કોઈ વિરોધ કરે તેમ ન હતું; પણ લાલાજીએ પોતે જ પોતાનું નામ પાછું ખેંચી લીધું. ઉદ્દામદળ હવે લોકમાન્યને પ્રમુખસ્થાને ઇચ્છતું હતું, જ્યારે ઉદારદળ ડૉ. રાસબિહારી ઘોષને. બન્ને પક્ષો વચ્ચે સમાધાન કરાવવાના પ્રયાસો નિષ્ફળ ગયા અને ઝેરસમજ વધતી જ ચાલી. ખુલ્લી બેઠકમાં શરૂઆતથી જ પ્રમુખની દરખાસ્ત મુકાતાં જ બૂમરાણ અને ધાંધલ મચ્યું. પ્રતિનિધિઓમાંથી કોઈએ જોડો ફેંક્યો અને તે સર ફિરોઝશાહને વાગ્યો. સર્વત્ર અવ્યવસ્થા અને ઘોંઘાટ મચી રહ્યાં. ખુરસીઓ ફેંકાઈ અને લાઠીઓ ઊછળી. છેવટે બેઠક મુલતવી રહી. બન્ને પક્ષો અલગ થયા, અને ઉદ્દામદળ કૉંગ્રેસથી જુદું પડી ગયું.

આ પછી તો લોકમાન્ય વગેરે ઉદ્દામદળના નેતાઓ જેલમાં ગયા અને દળ વેરવિખેર થઈ ગયું; પણ બંગભંગને કારણે ફેલાયેલી અશાંતિ અને અસંતોષ તો ચાલુ જ રહ્યાં. છૂટાંછવાયાં રાજકીય ખૂનો થવાં લાગ્યાં. બંગાળના ભાગલા રદ થયા વગર શાંતિ સ્થપાય એમ તો હતું જ નહિ પણ સરકાર પોતાની પ્રતિષ્ઠા જાળવી રાખવા બહુ ઇંતેજાર હતી. છેવટે ઈ. સ. ૧૯૧૧માં શરૂ થનારો મોર્લી–મિન્ટો સુધારાનો અમલ શાંત અને શુભ વાતાવરણમાં થાય એ ખાતર, મહારાજા પાંચમા જ્યોર્જના રાજ્યાભિષેકના પ્રસંગનો લાભ લઈ બંગાળના ભાગલા રદ કરવામાં આવ્યા. આને પરિણામે વાતાવરણ શાંત થયું. રાષ્ટ્રીય માગણીને મળેલી સફળતાને કારણે દેશભરમાં ભારે ઉત્સાહ ફેલાઈ ગયો. કોંગ્રેસે કૃતજ્ઞતાપૂર્વક સરકારનો આભાર માનતો ઠરાવ પસાર કર્યો.

ઈ. સ. ૧૯૧૨મા તે વખતના વાઇસરૉય લૉર્ડ હાર્ડિંજ ઉપર ન્યુદિલ્હીમાં બૉંબ નંખાયો. લૉર્ડ હાર્ડિંજ સહેજમાં જ બચી ગયા. કોંગ્રેસે આ અત્યાચાર પ્રત્યે પોતાનો રોષ તથા દિલગીરી દર્શાવતો ઠરાવ લૉર્ડ હાર્ડિંજ ઉપર મોકલી આપ્યો. આ છૂટાછવાયા બનાવો સિવાય બીજા ખાસ મહત્ત્વના બનાવો ઈ. સ. ૧૯૦૮–૧૪ના ગાળામાં જોવા નથી મળતા. બરાબર આજ વર્ષો દરમિયાન દક્ષિણ આફ્રિકામાંના હિંદીઓએ ગાંધીજીની સરદારી નીચે સત્યાગ્રહની લડત ચલાવી અને અનેક કષ્ટો વેઠીને અંતે તેમાં સફળતા પ્રાપ્ત કરી એ હકીકતની નોંધ અહીં લેવી જોઈએ.

# ૭ મહાયુદ્ધની મધ્યમાં (૧૯૧૪–૧૮)

ઈ. સ. ૧૯૧૪ની સાલથી હિંદના રાજકીય ઇતિહાસમાં ફરીને ચમક આવી એ વર્ષની શરૂઆતમાં યુરોપમાં મહાયુદ્ધ સળગી ઊઠ્યું આ સમાચારે હિંદની પ્રજામાં નવું જ ચેતન આણ્યું એમણે બ્રિટિશ સરકાર તરફ સંપૂર્ણ વફાદારીની જાહેરાત કરી અને મહાયુદ્ધમાં જોડાના પાછળના મિત્રરાજ્યોના 'ઉદાર' હેતુઓમાં પોતાની શ્રદ્ધા વ્યક્ત કરતા તથા તે વખતના વાઇસરૉય લૉર્ડ હાર્ડિંજની મુદત વધારવાની માગણી કરતા ઠરાવો પસાર કર્યા. હિંદીઓએ યુદ્ધપ્રયાસમાં આપેલા ફાળાથી તથા હિંદી લશ્કરે ફ્રાન્સની રણભૂમિ ઉપર બતાવેલા શૌર્યથી પ્રજાના માનસ ઉપર ભારે અસર થઈ

આ જ વર્ષના જૂન મહિનામાં લોકમાન્ય તિલક પોતાની સજાની મુદતનાં છ વર્ષ પૂરાં કરીને જેલની બહાર આવ્યા બીજી તરફ મૌલાના મહમદઅલી અને શૌકતઅલીને આ જ વર્ષના ઑક્ટોબરમાં પકડીને ત્રણ વર્ષના લાંબા ગાળા માટે અટકાયતમાં રાખી મૂકવામાં આવ્યા એ વાતનો ઉલ્લેખ પણ અહીં કરવો જોઈએ લોકમાન્યે બહાર આવીને ઉદ્દામદળનું સંગઠન કરવાનું કામ હાથ ધર્યું એની બિસાંટે પણ આ જ વર્ષમાં હોમરૂલના પ્રસિદ્ધ મંત્ર સાથે કોંગ્રેસમાં પ્રવેશ કર્યો

ઈ સ ૧૯૧૫માં બનેલા એક મહત્ત્વના બનાવનો ઉલ્લેખ અહીં કરવો જરૂરી છે આ બનાવ તે વિપ્લવવાદીઓની ક્રાન્તિની યોજના યુરોપમાં યુદ્ધની શરૂઆત થતાં જ વિપ્લવવાદીઓના આંદોલનને વેગ મળ્યો બંગાળ અને પંજાબમાં રાજકીય ખૂનો થવા લાગ્યાં બ્રિટિશ સરકારને ઉથલાવી પાડવાની એક વ્યવસ્થિત યોજના નક્કી થઈ ક્રાન્તિનો દિવસ પણ નક્કી થઈ ગયો તા. ૨૧મી ફેબ્રુઆરી ૧૯૧૫ના રોજ એકી સાથે અનેક સ્થળે બળવો શરૂ કરવાનું નક્કી થયું અમેરિકાની ગદરપાર્ટી

તરફથી મોકલવામાં આવેલા સંખ્યાબંધ શીખો આ બળવામાં ભાગ લેવાને હિંદુસ્તાન આવી પહોંચ્યા. જર્મનીની સહાય મેળવવાનો પ્રયત્ન પણ થયો, પણ સરકારને અગાઉથી ખબર પડી જવાથી બળવાની આ યોજના નિષ્ફળ નીવડી. બળવાખોરોનું દમન કરવા માટે એ જ સાલમાં 'ડિફેન્સ ઑફ ઈંડિયા ઍક્ટ' પસાર કરવામાં આવ્યો, અને સંખ્યાબંધ ક્રાન્તિવાદીઓને નજરકેદ કરી લેવામાં આવ્યા. પંજાબ અને દેશના બીજા ભાગોમાં થઈને કુલ દસ હજાર ઉપર માણસોને પકડી લેવામાં આવ્યા. બીજી બાજુએ યુદ્ધમાં જોડાવા માગનારા હિંદીઓને કેટલીક જગાઓએ તેમાં દાખલ કરવામાં આવતા નહોતા, તેથી, તેમ જ લશ્કરમાંની ઊંચી પાયરીઓએ હિંદીઓને નહોતા ચડાવવામાં આવતા, તેથી, યુદ્ધ સંચાલન સામે તીવ્ર અસંતોષ ફેલાયો હતો.

ઈ. સ. ૧૯૧૫માં ઍની બિસાંટે કોંગ્રેસમાંના ઉદ્દામ અને ઉદાર દળો વચ્ચે સમાધાન કરાવવાના તનતોડ પ્રયાસો આદર્યા. તે વર્ષે તેમાં નિષ્ફળતા મળવા છતાં ય એકતા માટેના તેમના પ્રયાસો તો ચાલુ જ રહ્યા. ઈ. સ. ૧૯૧૫માં ઉદારદળના નેતાઓ સર ફિરોઝશાહ મહેતા અને ગોખલેજીના મૃત્યુ થવાથી ઉદારદળની શક્તિ ઘણી ક્ષીણ થવા પામી. ઉદારદળની પાસે કોઈ સમર્થ સેનાની હવે રહ્યો નહિ. બીજી બાજુએ લોકમાન્યના અવિશ્રાન્ત પરિશ્રમથી ઉદ્દામદળ મજબૂત થતું જતું હતું. છેવટે ઈ. સ. ૧૯૧૬માં બન્ને પક્ષો વચ્ચે એકતા સ્થપાઈ અને લખનૌ કોંગ્રેસમાં બન્ને દળોનું સંયુક્ત અધિવેશન થયું. લખનૌમાં લોકમાન્ય, ખાપર્ડે, રાસબિહારી ઘોષ, સુરેન્દ્રનાથ બેનરજી, ઍની બિસાંટ અને ગાંધીજી એક જ મંચ પર બિરાજ્યા. આ બનાવથી કોંગ્રેસમાં ઉદ્દામદળનું અને તેની નીતિરીતિઓનું વર્ચસ્વ વધવા માંડ્યું.

બીજી એક રીતે પણ લખનૌ કોંગ્રેસ અનોખી ગણાય. સાંસ્થાનિક સ્વરાજ્ય માટેની કોંગ્રેસ અને મુસ્લિમ લીગની સંયુક્ત યોજના—બંને સંસ્થાઓની સંયુક્ત સભામાં પસાર કરવામાં આવી, અને હિંદુમુસ્લિમ

પણ ઈ. સ. ૧૯૧૨માં તુર્કસ્તાન અને યુરોપની ખ્રિસ્તી સત્તાઓની વચ્ચેનું પ્રસિદ્ધ બાલ્કન યુદ્ધ સળગ્યું. મુસલમાન અને ખ્રિસ્તી સત્તાઓની વચ્ચેના આ વિગ્રહમાં હિંદના મુસલમાનોની સહાનુભૂતિ સ્વાભાવિક રીતે જ તુર્કી સાથે હતી. બ્રિટિશ સરકાર તુર્કીના દુશ્મનોની સાથે ઊભી રહી. આથી હિંદના મુસલમાનોમાં અંગ્રેજવિરોધી લાગણી ઊભી થઈ. મુસ્લિમ લીગની નીતિમાં ધરમૂળથી પરિવર્તન થયું. લીગના પ્રમુખપદેથી સર આગાખાન દૂર થયા અને નવી વિચારસરણીવાળા લોકોનું તેમાં વર્ચસ્વ થવા માંડ્યું. સરકારના વફાદાર સાથી તરીકે કૉંગ્રેસનો સતત વિરોધ કરતી આવેલી લીગ હવે કૉંગ્રેસ પ્રત્યે મૈત્રીની નજરે જોવા લાગી. ઈ. સ. ૧૯૧૩માં લીગનું ધ્યેય બદલીને "સાંસ્થાનિક સ્વરાજ્ય" રાખવામાં આવ્યું. કૉંગ્રેસ અને લીગની બેઠકો હવેથી દર વર્ષે એક જ સ્થાને ભરાવા લાગી. કૉંગ્રેસ અને લીગ વચ્ચેની એકતા યુરોપીય મહાયુદ્ધ દરમિયાન વધુ દૃઢ થવા પામી, અને છેવટે આપણે ઉપર જોઈ ગયા તેમ ઈ. સ. ૧૯૧૬માં સાંસ્થાનિક સ્વરાજ્ય માટેની બન્નેની સંયુક્ત યોજના બન્નેની સંયુક્ત બેઠકમાં પસાર કરવામાં આવી. હિંદુ-મુસ્લિમ ભાઈચારાનાં મૂળ આમ ઊંડાં નંખાયાં.

ઈ. સ. ૧૯૧૬નો બીજો ભારે મહત્ત્વનો બનાવ તે 'હોમરૂલ લીગ'ની શરૂઆત. એ વર્ષના ફેબ્રુઆરીની ૧૬મી તારીખે લોકમાન્યે પૂનામાં 'હોમરૂલ લીગ'ની સ્થાપના કરી. ત્યારપછી બે મહિને ઍની બિસાંટે પણ પોતાની 'ઑલ ઈંડિયા હોમરૂલ લીગ'ની હિલચાલનો આરંભ કર્યો આમ બે જુદી જુદી હોમરૂલ લીગ ઊભી થઈ. લોકમાન્ય આ વખતે તેમની પ્રખર બુદ્ધિમત્તા અને જ્વલંત આપભોગોને કારણે દેશભરમાં ખૂબ લોકપ્રિય થયા હતા. ઈ. સ. ૧૯૧૬માં તેમના હીરક મહોત્સવ પ્રસંગે પ્રજાએ તેમને એક લાખ રૂપિયાની થેલી અર્પણ કરી. બીજી બાજુ સરકારે તેમની પાસેથી ચાલીસ હજાર રૂપિયાની જામીનગીરીઓ માગી. હાઈકોર્ટે આ જામીનગીરીઓ માગવાનો હુકમ રદ કર્યો; એટલે જનતામાં ખૂબ ઉત્સાહ ફેલાયો. લોકો તેમનું ભારે સન્માન કરવા લાગ્યા, અને

ઠેકઠેર તેમને થેલીઓ અર્પણ થવા લાગી પરંતુ દુર્ભાગ્યવશાત્ શરીરની નબળાઈને કારણે તેઓ દેશભરમા ફરીને જનતાને પ્રેરણા આપવાની ઈચ્છાને અમલમા ન મૂકી શક્યા આથી હોમરૂલની ચળવળને વેગ આપવાનુ માન એની બિસાટને ફાળે જાય છે

એની બિસાટે પોતાના 'ન્યુ ઈન્ડિયા' અને 'કોમન વિલ' નામે પત્રોથી 'હોમરૂલ' શબ્દને પ્રચલિત કરી મૂક્યો. ઈ સ ૧૯૧૭ની સાલમા હોમરૂલની ચળવળે ખૂબ જોર પકડ્યુ, અને તેને પરિણામે દેશમા ભારે જાગૃતિ આવી સરકાર તરફથી કડક દમન શરૂ થયુ એની બિસાટના પત્રો પાસેથી વીસ હજારની જામીનગીરી માગવામા આવી, અને તે જપ્ત કરવામા આવી ઈ સ ૧૯૧૭મા કલકત્તા મુકામે મળેલી કોંગ્રેસના એની બિસાટ પ્રમુખ થયા હોમરૂલની ચળવળ ઉત્તરોત્તર જોર પકડતી ગઈ દેશમા ખૂણે ખૂણે હોમરૂલની ઘોષણા પહોંચી ગઈ ઠેકઠેકાણે હોમરૂલ લીગો સ્થાપવામા આવી છેવટે ઈ સ ૧૯૧૭ના જૂનની ૧૫મી તારીખે એની બિસાટને અટકમા લેવામા આવ્યા આને પરિણામે ચળવળ દબાઈ જવાને બદલે વધુ વેગ પામી મિ જિન્ના પણ એ ચળવળમા જોડાયા એની બિસાટને છોડાવવા માટે 'પેસીવ રેઝિસ્ટન્સ' કરવાની યોજના પર કોંગ્રેસે વિચારણા કરવા માડી દેશનુ વાતાવરણ ખૂબ તગ બની ગયુ તે વખતના હિંદી વજીર મિ મોંટેગ્યુએ કહ્યું કે "શિવે પાર્વતીના બાવન ટુકડા કર્યા, પરંતુ પરિણામે તેમને બાવન પાર્વતીઓ દેખાઈ એની બિસાટને અટકમા મૂકતા હિંદી સરકારની પણ એવી જ સ્થિતિ થઈ છે '

આ તે ઈ સ ૧૯૧૭ના સપ્ટેમ્બરની ૨૬મી તારીખે એની બિસાટને છોડી મૂકવામા આવ્યા બીજી બાજુએ મિ મોંટેગ્યુએ હિંદના રાજકીય ધ્યેય પરત્વે સરકારની નીતિ જવાબદાર રાજ્યતંત્ર સ્થાપવાની છે એમ બ્રિટિશ પ્રધાનમંડળ વતી સત્તાવાર રીતે જાહેર કર્યુ 'પેસીવ રેઝિસ્ટન્સ (શાંત પ્રતિકાર)"ની વાત પડતી મૂકવામા આવી. એની બિસાટ પણ

તે વિચારથી જુદાં પડ્યા. હિંદી વજીર મિ. મોન્ટેગ્યુ અને વાઇસરોય લોર્ડ ચેમ્સફર્ડે આખા દેશનો પ્રવાસ આદર્યો અને સંખ્યાબંધ આગેવાનોની મુલાકાત લીધી. એની બિસાંટે કહ્યું કે, "આપણે મોન્ટેગ્યુને ટેકો આપવો જોઈએ." બિસાંટનું આ વાક્ય વિનીતોએ સર્વત્ર વધાવી લીધું, અને "આપણે મોન્ટેગ્યુને સાથ આપવો જોઈએ" એ સાર્વત્રિક પોકાર ૧૯૧૮ની સાલમાં સંભળાવા લાગ્યો.

---

# ૮ ગાંધીયુગનો આરંભ (ઈ. સ. ૧૯૧૮–૧૯)

ઈ. સ. ૧૯૧૮ના નવેંબરમાં મહાયુદ્ધનો અંત આવ્યો. યુદ્ધમાં હિંદી પ્રજા અને લશ્કરના ફાળાની તો ખુદ અંગ્રેજોએ પણ મુક્ત કંઠે પ્રશંસા કરી હતી. એટલે હિંદી પ્રજાના દિલમાં યુદ્ધને અંતે ઊંચી આશાઓ બંધાઈ હતી. ઈ. સ. ૧૯૧૮ના જૂન મહિનામાં પ્રસિદ્ધ કરવામાં આવેલી મૉંટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારાઓને નામે જાણીતી થયેલી મોદક જાહેરાતથી પ્રજાના કોઈ પણ વર્ગને સંતોષ થયો ન હતો. કૉંગ્રેસમાં આ યોજના સ્વીકારવી કે કેમ તે અંગે જુદાજુદા મત ધરાવનારા પક્ષો પડી ગયા હતા.

આ પક્ષો વચ્ચે એકમતી સ્થાપવાના પ્રયત્નો થઈ રહ્યા હતા. એવામાં સરકારે રૉલેટ કમિશનની નિમણૂંક કરી. ક્રાન્તિકારી હિલચાલને અંકુશમાં રાખવા માટે યુદ્ધના અંત પછી ખતમ થતા હિંદ સંરક્ષણ ધારાનું સ્થાન લે એવા કાયદાઓ ઘડવા માટે આ કમિશન નીમવામાં આવ્યું હતું. રૉલેટ કમિશને ઘડેલા બે ખરડાઓ ઈ. સ. ૧૯૧૯ના ફેબ્રુઆરીની ૬ઠ્ઠી તારીખે વડી ધારાસભામાં રજૂ કરવામાં આવ્યા. આમાંના પહેલા ખરડા પ્રમાણે સરકારને માત્ર શક ઉપરથી જ કોઈ પણ માણસને પકડવાની, તેની પાસેથી જામીન માગવાની, અને અમુક ચોક્કસ જગાએ જ રહેવાની તેને ફરજ પાડવાની સત્તાઓ મળતી હતી. આ ખરડાઓથી હિંદી પ્રજાને ભારે આઘાત લાગ્યો, અને તે 'કાળા કાયદા' ને નામે પ્રસિદ્ધ થયા. યુદ્ધમાં મદદ કરવાનો આવો બદલો મળ્યો તેથી દેશભરમાં નિરાશા અને તીવ્ર રોષની લાગણી ફેલાઈ.

આ ખરડા જો પસાર થાય તો તેની સામે [illegible] હિલચાલ ઉપાડવા માટે ગાંધીજીએ ચેતવણી આપી દીધી. ગાંધીજી આ અરસામાં

એક ભયંકર માંદગીમાંથી ઊભા થયા હતા. માંદગીને બિછાનેથી જ તેમણે વાઇસરૉયને વિનવ્યા હતા કે, "મહેરબાની કરીને રૉલેટ બિલને મંજૂરી ન આપો." બ્રિટિશ પ્રજાની ન્યાયબુદ્ધિ અને સચ્ચાઈમાં ગાંધીજીને ઊંડી શ્રદ્ધા હતી. આફ્રિકાના તેમના નિવાસ દરમિયાન 'બોઅર યુદ્ધ' અને 'ઝૂલુ બળવા'માં તેમણે સરકારને પોતાની સેવા અર્પણ કરી હતી. ૧૯૧૪–૧૮ના મહાયુદ્ધમાં પણ તેમણે મિત્રરાજ્યોને માણસો દ્વારા મદદ કરવાની પ્રજાને આગ્રહભરી વિનંતિ કરી હતી અને યુદ્ધભરતી માટે તનતોડ પ્રયત્ન પણ કર્યો હતો. પોતાના એક ભાષણમાં તેમણે કહ્યું પણ હતું કે, "યુદ્ધમાં સરકારને મદદ કરવી, એ જ સ્વરાજ્ય મેળવવાનો સૌથી સીધો અને સરળ ઉપાય છે."

સરકાર પણ તેમના તરફ માનની નજરે જોતી. ઈ. સ. ૧૯૧૫માં તેમને "કૈસરે-હિંદ"નો સુવર્ણ-ચંદ્રક અર્પણ કરવામાં આવ્યો હતો. મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારાઓને પણ અજમાયશ આપી જોવાના મતના તેઓ હતા, પણ રૉલેટ બિલે ગાંધીજીને સખ્ત આઘાત પહોંચાડ્યો. છેવટે જ્યારે દેશભરના વિરોધને ઠોકરે લગાવીને સરકારે ઈ. સ. ૧૯૧૯ના માર્ચની ૧૮મી તારીખે રૉલેટ બિલ પસાર કરાવ્યું ત્યારે ગાંધીજીએ તેની સામેના વિરોધમાં આગેવાની લીધી. ગાંધીજી આ વખતે દક્ષિણ આફ્રિકામાં તેમણે આપેલી સત્યાગ્રહની સફળ લડતોથી (૧૯૦૮–૧૪), તેમ જ ચંપારણની લડત (૧૯૧૭), ખેડાની લડત (૧૯૧૮) તથા અમદાવાદના મિલમજૂરોની હડતાલ (૧૯૧૯)ના સફળ સંચાલનથી દેશમાં ઠીક ઠીક જાણીતા બન્યા હતા. પણ દેશવ્યાપી હિલચાલની આગેવાની તેમણે આ પહેલી જ વાર લીધી.

પ્રજામત કેળવવા માટે ગાંધીજીએ આખા દેશમા ઘૂમવા માંડ્યું. સત્યાગ્રહસભાની સ્થાપના કરીને તેના સભ્યો પાસે તેમણે રૉલેટ ઍક્ટ અને બીજા કાયદાઓ તોડવાની પ્રતિજ્ઞાઓ લેવડાવી. ગાંધીજીની આ યોજનામાં જેલ ઇરાદાપૂર્વક અને જાહેર રીતે વહોરી લેવાનું આવતું

હતું. સત્યાગ્રહની આ યોજનાથી દેશના વાતાવરણમાં અવનવો ઉત્સાહ અને જાગૃતિ ફેલાયાં.

૩૦મી માર્ચ ૧૯૧૯ના દિવસે દેશભરમાં સાર્વત્રિક હડતાલના કાર્યક્રમથી આ હિલચાલનો આરંભ કરવાનું ગાંધીજીએ ઠરાવ્યું. હડતાલ, અપવાસ અને પ્રાર્થનાથી આ આંદોલનની શરૂઆત કરવામાં આવી. પાછળથી તારીખ બદલીને ૬ઠ્ઠી એપ્રિલ રાખવામાં આવી. આ ફેરફારની ખબર જ્યાં ન પહોંચી શકી ત્યાં તો ૩૦મી માર્ચે જ એ દિવસની ઉજવણી કરવામાં આવી. જનતાએ આ દિવસના કાર્યક્રમને વધાવી લીધો અને તેને ખૂબ સફળતા મળી. મુસલમાનો પણ આ સમયે ખિલાફતના પ્રશ્ન અંગે બ્રિટિશ સરકાર સામે ખૂબ ધૂંધવાઈ રહ્યા હતા, તેથી હડતાલમાં તેમણે પણ પૂર્ણ સાથ આપ્યો. સરકાર આ નવી જાગૃતિથી ભડકી ઊઠી. દિલ્હીમાં ૩૦મી માર્ચે હડતાલ પડી અને સરઘસ નીકળ્યાં. તેની ઉપર ગોળીબાર કરવામાં આવ્યા. સ્વામી શ્રદ્ધાનંદના નેતૃત્વ નીચેના સરઘસ ઉપર ગોળીબાર કરવાની ગોરા સિપાઈઓએ ધમકી આપી ત્યારે તેની સામે તેમણે ખુલ્લી છાતી ધરી. અને સિપાઈઓ પાછા હઠ્યા. દિલ્હીમાં જ બીજે થયેલા ગોળીબારથી પાંચ જણ માર્યા ગયા અને અનેક ઘવાયા. સરકારની પોતાની જ કબૂલાત પ્રમાણે દેશભરમાં એ નિમિત્તે, "હિંદુ અને મુસલમાનોએ એકબીજા પ્રત્યે અપૂર્વ ભ્રાતૃભાવ દર્શાવ્યો"–(ઇન્ડિયા–૧૯૧૯માંથી)

સરકારી દમને સૌથી વધુ ઉગ્ર રૂપ તો પંજાબમાં લીધું. પંજાબની લડાયક કોમોમાં કોંગ્રેસનો ચેપ ન ફેલાય એ જોવા માટે સરકાર ખૂબ આતુર હતી. એપ્રિલની ૧૦મી તારીખે પંજાબના પ્રસિદ્ધ આગેવાનો-ડૉ. સત્યપાલ અને ડૉ. કીચલુને અમૃતસરમાંથી એકાએક કોઈ અજાણ્યા સ્થળે ઉઠાવી જવામાં આવ્યા. આથી ઉશ્કેરાયેલાં લોકોનાં ટોળાં ઉપર ગોળીબાર કરવામાં આવ્યો. ઘવાયેલાંનું સરઘસ નીકળ્યું. ઉશ્કેરાટમાં ટોળાંએ સરકારી મકાનો બાળ્યાં અને છ અંગ્રેજોનાં ખૂન કર્યાં. શહેરનો

કબજો લશ્કરને સોંપવામાં આવ્યો. પંજાબના જ લાહોર, ગુજરાનવાલા અને કસુર શહેરોમાં પણ ગંભીર પ્રકારનાં તોફાનો થયાં. રેલ્વે સ્ટેશનને નુકસાન કરવામાં આવ્યું, પુલો તોડી નાખવામાં આવ્યા, તારનાં દોરડાં કાપવામાં આવ્યાં, સ્ટેશન, કોર્ટકચેરીઓ, પોસ્ટ ઑફિસો, ડાકબંગલા વગેરે બાળવામાં આવ્યાં, અને ગોરા સૈનિકોને મારી નાખવામાં આવ્યા. પોલીસ અને લોકો વચ્ચેની અથડામણોને પરિણામે ગોળીબાર પણ થયા.

પંજાબના રમખાણોના સમાચારો સાંભળીને તથા ડૉ. સત્યપાલ અને સ્વામી શ્રદ્ધાનંદના બોલાવવાથી પંજાબ જવા ઉપડેલા ગાંધીજી ઉપર પંજાબ તથા દિલ્હીમાં દાખલ નહિ થવાનો મનાઈહુકમ બજાવવામાં આવ્યો, અને તેમને રસ્તામાં જ ગિરફતાર કરીને સ્પેશિયલ ટ્રેન મારફતે મુંબઈ લઈ જવામાં આવ્યા. ગાંધીજીની ગિરફતારીના સમાચાર સાંભળીને અમદાવાદ, વીરમગામ, નડિયાદ, કલકત્તા વગેરે સ્થળોએ પણ ગંભીર તોફાનો થયાં: પાટાઓ ઊખડ્યા, સરકારી મકાનો બાળવામાં આવ્યાં અને અમલદારોનાં ખૂન થયાં. આ બધા હિંસાના બનાવોને લીધે ગાંધીજીએ એક નિવેદન બહાર પાડીને સત્યાગ્રહની ચળવળ મોકૂફ રાખી. "મેં હિમાલય જેવડી ભૂલ કરી છે," એમ તેમણે આ વખતે જાહેર કર્યું.

૧૩મી એપ્રિલને દિવસે અમૃતસરમાં "જલિયાનવાલા બાગ"નો કરુણ હત્યાકાંડ રચાઈ ગયો. એ દિવસે આ પ્રસિદ્ધ બાગના ચોગાનમાં મળેલી સભામાં વીસ હજાર માણસો એકઠાં થયાં હતાં. આવા મોટા સમુદાયને વિખરાઈ જવા માટે માત્ર બે જ મિનિટનો ટૂંકો સમય આપીને ગોળીબાર શરૂ કરવામાં આવ્યો. બહાર જવા માટે માત્ર એક જ રસ્તો હતો, અને તે એક ગાડી પણ પસાર થઈ શકે નહિ એટલો સાંકડો હતો. ભયત્રસ્ત સમુદાય પર કુલ ૧૬૦૦ ગોળીઓ છોડવામાં આવી. સરકારી આંકડા મુજબ જ ચારસો માર્યા ગયા અને દોઢ હજાર ઘાયલ થયા. ગોળીઓ ખલાસ થઈ ત્યાં સુધી ગોળીબાર ચાલુ રાખવામાં આવ્યો, એટલું જ નહિ પણ માર્યા ગયેલાઓ અને ઘવાયેલાઓને આખી

૩

રાત પાણી કે દવા વગર પડી રહેવા દેવામાં આવ્યાં. ત્યારપછી શહેરમાં વધુ ત્રાસ ફેલાવવા માટે વીજળીની બત્તી તથા પાણી બંધ કરી દેવામાં આવ્યાં; જાહેરમાં ફટકા મારવામાં આવ્યા અને લોકોને પેટે ચલાવવામાં આવ્યા !

પંજાબના બનાવોની તપાસ કરવા માટે સરકાર તરફથી 'હંટર કમિશન' નામે એક સમિતિ નીમવામાં આવી, જ્યારે કૉંગ્રેસ તરફથી પણ એક સ્વતંત્ર તપાસ સમિતિની નિમણૂંક કરવામાં આવી. તપાસમાં બહાર આવેલી પંજાબના અત્યાચારોની વિગતોથી, પ્રજા, સરકાર સામે ત્રાસ અને ક્રોધથી સળગી ઊઠી.

ઈ. સ. ૧૯૧૯ના અંતમાં પંડિત મોતીલાલ નેહરુના પ્રમુખપણા હેઠળ અમૃતસર કૉંગ્રેસ મળી. અમૃતસર કૉંગ્રેસને પહેલવહેલી 'ગાંધી કૉંગ્રેસ' કહી શકાય. લોકમાન્ય તિલક, એની બિસાંટ, દેશબંધુ દાસ વગેરે નેતાઓએ તો તેમાં હાજર રહીને તેની વિચારણાઓમાં આગળ પડતો ભાગ લીધો જ હતો, પણ મોટા ભાગના પ્રતિનિધિઓ તથા જનતા તો માર્ગદર્શન માટે ગાંધીજી તરફ જ મીટ માંડી રહી હતી,, એ સ્પષ્ટ હતું. "મહાત્મા ગાંધી કી જય" એ આ વખતે હિંદનો રાજકીય પોકાર બન્યો હતો. જૂના પીઢ નેતાઓ અને નવાં બળો વચ્ચેના મતભેદો અહીં ઉગ્ર બન્યા હતા. બન્ને વચ્ચે અહીં ઠીક મુકાબલો થયો. મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારાઓ વિશે ખૂબ ચર્ચાઓ થઈ. લોકમાન્ય પોતે તો એ સુધારાઓનો અમલ કરવામાં શરતી સહકાર (રીસ્પોન્સીવ કો-ઓપરેશન, એટલે સરકાર પ્રજા સાથે જેટલો સહકાર કરે તેટલા પ્રમાણમાં પ્રજા તેની સાથે સામો સહકાર કરે) આપવામાં માનતા હતા, અને તેમણે તો મહારાજા જ્યોર્જને તાર કરીને હિંદી પ્રજા વતી મુબારકબાદી આપીને એ જાહેર પણ કરી દીધું હતું; પણ કૉંગ્રેસે તો ગાંધીજીના સુધારા સાથેનો દાસબાબુનો ઠરાવ જ પસાર કર્યો. એની બિસાંટનો ઠરાવ પણ ઊડી ગયો. દાસબાબુના ઠરાવ દ્વારા હિંદુસ્તાન સંપૂર્ણ જવાબદારીવાળા તંત્રને

માટે લાયક છે એવી જાહેરાત કરવામાં આવી, નવા સુધારાઓને અસંતોષકારક જાહેર કરવામાં આવ્યા, સંપૂર્ણ જવાબદાર તંત્રની માગણી કરવામાં આવી, અને એ તંત્ર સ્થપાય એ દરમિયાન હિંદુસ્તાનમાં પૂર્ણ જવાબદાર તંત્ર જલદી સ્થપાય એવી રીતે એ સુધારાઓનો અમલ કરવાનું ઠરાવવામાં આવ્યું. આ ઉપરાંત પંજાબ અને ગુજરાતનાં તોફાનોને વખોડી કાઢતો ઠરાવ પણ ગાંધીજીના આગ્રહથી પસાર કરવામાં આવ્યો.

આમ દેશમાં ગાંધીયુગની શરૂઆત થઈ. ગાંધીજીએ કોંગ્રેસને એક નવી જ દૃષ્ટિ આપી. અત્યાર સુધીના કોંગ્રેસના ઇતિહાસમાં અનેક પ્રકારની ભિન્ન વિચારસરણીવાળા પક્ષો વિકાસ પામ્યા હતા, પણ ધ્યેયની પ્રાપ્તિ માટેના કાર્યક્રમમાં તેમની વચ્ચે મહત્ત્વના મતભેદો નથી જોવા મળતા. ઉદારદળ અને ઉદ્દામદળના બ્રિટિશ રાજ્યકર્તાવર્ગ પરત્વેના દૃષ્ટિબિંદુઓમાં આસમાનજમીનનો ફરક હતો, પરંતુ પ્રજા માટેના કાર્યક્રમમાં તેમના મતભેદો નજીવા હતા. ઉદ્દામદળ પ્રજાભિમુખી હતું, અને રચનાત્મક કાર્યક્રમ દ્વારા પ્રજાની શક્તિ વધારવાનો પ્રયત્ન કરતુ હતું એ વાત સાચી, પણ પોતાનુ ધ્યેય સિદ્ધ કરવા માટે પ્રજા સમક્ષ કોઈ લડાયક કાર્યક્રમ તેણે મૂક્યો ન હતો. લોકમાન્ય વગેરે ઉદ્દામદળના આગેવાનો દેશને માટે વારંવાર જેલ જતા હતા અને આત્મભોગ તથા સહનશક્તિનું ઉદાહરણ પૂરૂ પાડતા હતા. સમસ્ત પ્રજાને જેમાં સક્રિય ભાગ લેવો પડે અને પોતાની તાકાતની કસોટીમાંથી પસાર થવાની તક મળે એવી સીધી લડતનો કાર્યક્રમ ઉદ્દામદળ પામે ન હતો. કોંગ્રેસના અત્યાર લગીના ઇતિહાસમા બગભગ સિવાય એક પણ પ્રસગે પ્રજાને જેમા સીધો ભાગ લેવો પડે એવી લડત તેણે આપી ન હતી, અને એ પ્રસંગે પણ અસહકારનો પ્રયોગ તો બહુ જ થોડા ભાગમાં થયો હતો. લોકમાન્ય પોતે અસહકાર કરવાનું વલણ ધરાવતા ન હતા, કેમકે એમાં લોકો પાસે જે બલિદાનની આશા રાખવામાં આવે છે તે તેઓ નહિ આપી શકે એમ તેમને લાગતું હતુ. ગાંધીજીએ પહેલી જ વાર સીધી લડતનું

દેશવ્યાપી આંદોલન બન્યું અને તેની કાર્યપદ્ધતિઓ (ટેકનિક) ઉત્તરોત્તર ખિલવવાની સાથે પ્રજાને સ્પષ્ટ લક્ષ્ય દોરવણી આપી.

સત્યાગ્રહ અને અસહકારની પદ્ધતિની આવી નાનકડી પુસ્તિકામાં ટૂંકાણથી પણ સમીક્ષા કરવી અશક્ય છે પણ તેને લગતી સૌથી મહત્ત્વની વાતોનો ઉલ્લેખ અહીં પૂરતો થઈ પડશે. સત્ય અને અહિંસા એ ગાંધીજીની પદ્ધતિના આવશ્યક અંગો છે. ભગવાન બુદ્ધ અને ઈસુ ખ્રિસ્તના મહાન સિદ્ધાંતોનો વિશાળ પાયા પર સામાજિક અને રાજકીય ક્ષેત્રોમાં કેવી રીતે અમલ થઈ શકે એ ગાંધીજીએ પહેલી જ વાર પ્રત્યક્ષ આચરણ દ્વારા બતાવ્યું. સત્યાગ્રહી અહિંસક હોઈ પ્રતિપક્ષી સામે પશુબળનો ઉપયોગ નથી કરતો, પણ તેની સાથે તે નિષ્ક્રિય પણ નથી રહેતો. પ્રતિપક્ષીના પશુબળનો મુકાબલો તે પોતાના આત્મબળથી કરે છે. નિર્ભયતા અને સર્વ પ્રકારના કષ્ટો સહન કરવાની તૈયારી એ સત્યાગ્રહીના ભાથાનાં સૌથી બળવાન શસ્ત્રો છે. પોતાનું ધ્યેય સિદ્ધ કરવા તે પોતાની જાતને ખપાવી દેવા સુધીની તૈયારી રાખે છે. સત્યાગ્રહ એ ક્ષણિક જુસ્સાનો ઊભરો કે આવેશ નથી પણ અસત્ય, અન્યાય અને શોષણનો સતત પ્રતિકાર કરવાનું વિજ્ઞાન છે. અસહકાર અને સવિનય કાનૂનભંગની લડત એ સત્યાગ્રહના પ્રજાવ્યાપી ઉગ્ર સ્વરૂપો છે. આત્મબળથી અને કષ્ટસહન કરીને પ્રતિપક્ષીનું પરિવર્તન કરવાના એમાં પ્રયત્નો કરવામાં આવે છે, એટલું જ નહિ પણ પ્રતિપક્ષીની સત્તામાત્રનો ઇનકાર કરીને અથવા અમુક ચોક્કસ અન્યાયી કાનૂનોનો ભંગ કરીને તેના તમામ પરિણામોને વધાવી લેવામાં આવે છે, અને પ્રતિપક્ષીને આપવામાં આવતો તમામ સહકાર પાછો ખેંચી લઈ તેની સાથેનો સંબંધ તોડી નાખવામાં આવે છે. આમ સત્યાગ્રહ એ 'પેસીવ રેઝિસ્ટન્સ' (મૂંગો પ્રતિકાર—નિષ્ક્રિય પ્રતિકાર) નથી. નિષ્ક્રિયતાનો તેમાં અંશ પણ નથી. અસત્ય અન્યાય અને જુલમની સામે સત્યાગ્રહીએ હરદમ ઝઝૂમવું જ જોઈએ. સત્યાગ્રહ એ તો પ્રતિકારનું પૂર્ણપણે સક્રિય સ્વરૂપ છે અને પ્રજાનો એકેએક માણસ

સ્ત્રી, પુરુષ, બાળક કે વૃદ્ધ—સૌ કોઈ તેમાં પોતાનો હિસ્સો આપી શકે છે, એ તેની વિશેષતા છે.

સાધન અને સાધ્યની સરખામણીમાં ( Ends and Means ) સાધનોની શુદ્ધિ ઉપર ખૂબ ભાર મૂકીને ગાંધીજીએ રાજકારણને એક નવી દૃષ્ટિ આપી. રાજકારણના ક્ષેત્રમાં તેમણે સ્પષ્ટતા, નમ્રતા, નિરાડંબર વગેરે ઉદાત્ત ગુણોને મહત્ત્વના સ્થાને સ્થાપ્યા, જે અત્યાર સુધી અંગત જીવનને માટે જ આદર્શ અને સ્વીકાર્ય મનાતા હતા. અભય અને સત્યપરાયણતાને તેમણે સત્યાગ્રહની કાર્યપદ્ધતિમાં સૌથી મહત્ત્વના ગુણો તરીકે સ્થાપિત કર્યાં. રાજકારણ અને નીતિ, વ્યવહાર અને સિદ્ધાંત, સાધન અને સાધ્ય વચ્ચેનો ભેદ તેમણે સાવ ગાળી નાંખ્યો.

લડતની તેમની પદ્ધતિમાં આડંબર, બણગાબાજી અને ખાલી ધમકીઓને સ્થાન નથી. આપણી માગણી ઓછામાં ઓછી અને પૂરેપૂરી ન્યાયી હોવી જોઈએ. તેની રજૂઆત ખૂબ જ સ્પષ્ટતાપૂર્વક, અત્યુક્તિ વગર, વિનયપૂર્વક અને અસંદિગ્ધ ભાષામાં થવી જોઈએ, પણ તેનો સ્વીકાર ન થાય તો તે મેળવવા માટે જીવના જોખમે લડી લેવાને તૈયાર થવું જોઈએ. પ્રતિપક્ષી માટે હંમેશાં આદર રાખવો જોઈએ, બિન-મહત્ત્વની બાબતો અને ઝીણી વિગતોમાં ( ડીટેઈલ્સ )માં સમાધાન માટે હંમેશાં તૈયાર રહેવું જોઈએ, પરંતુ મહત્ત્વની બાબતો અને તત્ત્વ ( ઈસેન્સ )નો પ્રશ્ન આવે ત્યારે જરા પણ નમતું મૂકવાને તૈયાર ન થવું જોઈએ. ગાંધીજીની આ વિચારણા દેશ સમક્ષ સાવ નવી હતી, અને અત્યાર પહેલાંના કોઈ નેતાએ કદી આવી ભાષામાં વાત કરી ન હતી. ગાંધીજી દેશને ગમી ગયા, અને તેમણે પણ પોતાની દૃઢતા અને અડગ આત્મશ્રદ્ધાના બળે દેશને આગળ દોરવા માંડ્યો. કોઈ કુશળ વૈદ્ય જેમ દરદીની નાડ હાથમાં લે તેમ તેમણે દેશના ભાવિને દોરવા માંડ્યું.

---

# ૯ અસહકારનું આંદોલન (૧૯૨૦–૨૨)

અમૃતસરની બેઠક પછી થોડા જ મહિનામાં ગાંધીજીના વલણમાં મોટો ફેરફાર થયો. અમૃતસરમાં ગાંધીજીએ સરકારના કામમાં દખલ નહિ કરતાં સહકાર કરવાનું વલણ લીધું હતું. હવે ગાંધીજી અસહકાર કરવાના મતના બની ગયા અને વિધિની વિચિત્રતા તો એ છે, કે ગાંધીજીના સહકારના ઠરાવનો જેમણે અમૃતસરમાં વિરોધ કર્યો હતો તેઓ અસહકારના તેમના ઠરાવમાં તેમની સામા પડ્યા!

ગાંધીજીના વલણમાં થયેલા આ ફેરફારના બે કારણો હતાં: એક તો જલિયાનવાલા બાગ અને પંજાબના અત્યાચારો વિશેનું સરકારનું વલણ, અને બીજું ખિલાફતના પ્રશ્ન વિષે સરકારનો અન્યાય. પંજાબના અત્યાચારો માટેના જવાબદાર અમલદારો—જનરલ ડાયર અને સર માઈકેલ ઓડવાયરને સરકારે નિર્દોષ ઠરાવીને તેમની સામે કશાં જ પગલાં ન લીધાં, એટલું જ નહિ પણ ઘણા ગોરાઓએ જનરલ ડાયરની ખૂબ પ્રશંસા કરી અને તેને નાણાંની ભેટ પણ અર્પણ કરી! આ બધાને લીધે દેશભરમાં ખૂબ અસંતોષ અને ઉકળાટ ફેલાયો.

મુસલમાનો સાથે બ્રિટિશ સરકારે વિશ્વાસઘાત કર્યો હોવાથી તેઓ પણ ખૂબ ઉશ્કેરાયલા હતા. એશિયા માઈનોર, થ્રેસ વગેરે તુર્કસ્તાનના પ્રદેશો યુદ્ધ પછી તુર્કસ્તાન પાસેથી પડાવી લેવામાં નહિ આવે, એવું સ્પષ્ટ વચન યુદ્ધ દરમિયાન ઇંગ્લંડના વડા પ્રધાન લૉઈડ જ્યૉર્જે આપ્યું હતું. આ વચન ઉપર આધાર રાખી હિંદી મુસલમાનો તુર્કસ્તાન સામે લડવા તૈયાર થયા હતા, પણ યુદ્ધને અંતે વર્સાઈની સંધિ પ્રમાણે તુર્કી પાસેથી ઘણા પ્રદેશો પડાવીને મિત્રરાજ્યોની અંદરઅંદર વહેંચી દેવામાં આવ્યા. તુર્કસ્તાનની સત્તા પણ મોટે ભાગે એક હાઈ કમિશનર નીમીને

તને સોંપી દેવામાં આવી. આ બધાને પરિણામે ખલીફ (તુર્કસ્તાનનો સુલતાન)ની સત્તા નાશ પામી અને તે એક પૂતળું બની ગયો. ખિલાફતના ગૌરવ અને પ્રભાવને હણનારા આ વિશ્વાસઘાતથી મુસલમાનો ખૂબ ખળભળી ઊઠ્યા.

બનાવો ઝડપથી બનવા લાગ્યા. ઈ. સ. ૧૯૨૦ના જાન્યુઆરીમાં મૌલાના મહમદઅલીની આગેવાની હેઠળ એક પ્રતિનિધિમંડળ ઇંગ્લંડ ગયું પણ વડા પ્રધાન લૉઈડ જ્યોર્જ તરફથી સાવ નિરાશાજનક જવાબ મળવાથી છેવટે ગાંધીજીની દોરવણી નીચે અહિંસક અસહકારની લડત શરૂ કરવાનું નક્કી થયું. ૧૯મી માર્ચનો દિવસ આખા દેશ માટે શોકનો દિવસ જાહેર કરવામાં આવ્યો, અને હડતાળ, ઉપવાસ અને પ્રાર્થનાથી તેની ઉજવણી કરવામાં આવી. ૧૯૨૦ના મેની ૩૦મીએ કૉંગ્રેસની મહાસમિતિ મળી, અને ત્યાર પછી તરત જ અસહકાર વિષે આખરી નિર્ણય કરવા કૉંગ્રેસની ખાસ બેઠક ૧૯૨૦ના સપ્ટેંબરમાં કલકત્તા ખાતે બોલાવવામાં આવી. અસહકારના કાર્યક્રમને લોકોનો સાથ મળશે કે કેમ તે વિષે લોકમાન્ય તિલક સાશંક હતા, પણ તેમણે તેને સંપૂર્ણ સફળતા ઇચ્છવાની સાથે પોતાનાં હાર્દિક ટેકાની ખાતરી આપી. પરંતુ જુલાઈની ૩૧મી તારીખે તેમનો સ્વર્ગવાસ થયો. "સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ હક છે" એ મંત્રના ઋષિ ચાલ્યા ગયા પછી બીજે જ દિવસે એટલે કે ૧લી ઑગસ્ટને દિવસે અસહકારની લડતનો પ્રારંભ કરવામાં આવ્યો, એ પણ એક જોગાનુજોગ છે!

કલકત્તા કૉંગ્રેસ મળતાં પહેલાં ગાંધીજીએ અલીભાઈઓના સાથમાં આખા દેશનો પ્રવાસ આદર્યો. સપ્ટેમ્બરની ૪થીએ કલકત્તાનું ખાસ અધિવેશન શરૂ થયું. આગેવાનોમાં ખૂબ મતભેદો હતા. અસહકારની નીતિ અંગે જુદા જુદા પ્રાંતોના અભિપ્રાયો પણ ભિન્ન હતા, અને કેટલાક તો સાવ વિરુદ્ધ હતા. એ કૉંગ્રેસના પ્રમુખ લાલા લજપતરાય અને દેશબંધુ ચિત્તરંજનદાસે ગાંધીજીના અસહકારના ઠરાવનો સખ્ત વિરોધ કર્યો.

ધારાસભાના બહિષ્કાર સામે આ બન્ને નેતાઓનો વિરોધ હતો જાણીતા નેતાઓમાંથી માત્ર પંડિત મોતીલાલ નેહરુએ જ ગાંધીજીને ટેકો આપ્યો. વિષયવિચારિણીમાં ગાંધીજીનો ઠરાવ માત્ર સાત મતની નજીવી બહુમતીથી પસાર થયો પણ કૉંગ્રેસની ખુલ્લી બેઠકમાં આ ઠરાવ ૧૮૮૬ વિ ૮૮૪ મતથી, એટલે કે, લગભગ એક હજાર મતની મોટી બહુમતીથી પસાર થયો આ ઠરાવ પ્રમાણે સરકારી શાળા, કૉલેજો અદાલતો અને ધારાસભાઓનો બહિષ્કાર, પરદેશી માલનો બહિષ્કાર, ખિતાબો અને માનચાંદનો બહિષ્કાર, રાષ્ટ્રીય વિદ્યાલયો પંચાયતો વગેરેની સ્થાપનાનો વ્યાપક કાર્યક્રમ મંજૂર કરવામાં આવ્યો આને પરિણામે દેશભરમાં એક નવું જ વાતાવરણ વ્યાપી રહ્યું

ઈ સ ૧૯૨૦ના ડિસેમ્બરમાં મળેલી નાગપુર કૉંગ્રેસમાં અસહકારનો ઠરાવ ફરીને મંજૂર કરવામાં આવ્યો એટલું જ નહિ પણ કલકત્તા કૉંગ્રેસમાં તેનો વિરોધ કરનાર દેશબંધુ દાસે જ તે રજૂ કર્યો અને લાલાજીએ તેને ટેકો આપ્યો આમ નાગપુરમાં ગાંધીજીને કલકત્તા કરતાં ઘણા જ મોટા પ્રમાણમાં ટેકો મળ્યો નાગપુર કૉંગ્રેસમાં લગભગ પંદર હજાર પ્રતિનિધિઓએ હાજરી આપી કૉંગ્રેસના ઇતિહાસમાં સૌથી વધુ પ્રતિનિધિઓવાળી આ બેઠક હતી ઇંગ્લંડના મજૂરપક્ષના પ્રતિનિધિઓ તરીકે કર્નલ વેજવૂડ મિ બેન સ્પૂર અને મિ નાઈટ તથા બીજા હજારો પ્રેક્ષકો પણ હાજર હતા ગાંધીજી માટે આ બેઠક એક મહાન વિજય રૂપ હતી ગાંધીજીને મળેલી આ સફળતાથી કૉંગ્રેસના જૂના વિનીત આગેવાનો તો આભા જ બની ગયા ગાંધીયુગના આગમનથી કૉંગ્રેસના જૂના નેતાઓમાંથી કેટલાક તેમાંથી ખરી પડ્યા જનાબ મહમદઅલી જિના અને શ્રી શ્રીનિવાસ શાસ્ત્રીના નામોનો ઉલ્લેખ આમાં ખાસ કરવો જોઈએ

નાગપુર કૉંગ્રેસ પછી અસહકાર પૂરજોશમાં શરૂ થયો ગાંધીજીની અસહકારની હાકલનો દેશ તરફથી ભારે ઉત્સાહભર્યો જવાબ મળ્યો

અસહકારના કાર્યક્રમનો સંપૂર્ણપણે અમલ થાય તો એક વર્ષમાં સ્વરાજ્ય મળે એમ ગાંધીજીએ આ વખતે કહ્યું હતું. ધારાસભાનો બહિષ્કાર ખૂબ સફળ થયો, અને પ્રજાના બહુ મોટા ભાગે ચૂંટણીમાં મત ન નોંધાવ્યા. કેટલા ય મોટા મોટા વકીલોએ વકીલાત છોડીને અસહકારમાં ઝંપલાવ્યું. કોર્ટો અને શાળાકૉલેજોનો બહિષ્કાર પણ સારા પ્રમાણમાં ગાજ્યો, અને એ સંસ્થાઓની પ્રતિષ્ઠા ઘટી ગઈ. રાષ્ટ્રીય વિદ્યાપીઠો અને રાષ્ટ્રીય શાળાઓની દેશભરમાં સ્થાપના થઈ. ગુજરાત વિદ્યાપીઠ, તિલક મહારાષ્ટ્ર વિદ્યાપીઠ, કાશી વિદ્યાપીઠ, અલીગઢ રાષ્ટ્રીય મુસ્લિમ વિદ્યાપીઠ, બિહાર વિદ્યાપીઠ અને હજારો રાષ્ટ્રીય શાળાઓ આ જ વખતે શરૂ થઈ. બંગાળ, મુંબઈ, પંજાબ અને સંયુક્ત પ્રાંતોમાં વિદ્યાર્થીઓએ અસહકારમાં ખૂબ ફાળો આપ્યો. ખિતાબો ઘણાએ છોડી દીધા. ૧૯૨૧ના એપ્રિલની શરૂઆતમાં કોંગ્રેસ મહાસમિતિએ તિલક સ્વરાજ્ય ફાળામાં એક કરોડ રૂપિયા ઉઘરાવવાનો, કોંગ્રેસના એક કરોડ સભ્યો નોંધવાનો અને વીસ લાખ રેંટિયા દાખલ કરવાનો કાર્યક્રમ દેશને આપ્યો. દારૂનિષેધ અને પંચાયતોની સ્થાપનાનો કાર્યક્રમ પણ સૂચવવામાં આવ્યો. આ કાર્યક્રમોને પ્રજા તરફથી સુંદર જવાબ મળતાં ૧૯૨૧ના ઓગસ્ટની ૧લી તારીખથી પરદેશી કાપડનો બહિષ્કાર શરૂ કરવાની હાકલ કરવામાં આવી.

બીજી બાજુ સરકારી દમનનો કોરડો પણ જોસભેર વીંઝાવા માંડ્યો હતો. ૧૯૨૧ના જુલાઈમાં અલીભાઈઓ, ડૉ. કીચલુ, જગદ્‌ગુરુ શંકરાચાર્ય અને બીજા નેતાઓને પકડવામાં આવ્યા. નવેંબર મહિનામાં પ્રિન્સ ઑફ વેલ્સનું આગમન થવાનું હતું. કોંગ્રેસે તેના સ્વાગતના તમામ કાર્યક્રમનો સંપૂર્ણ બહિષ્કાર કરવાનું ઠરાવ્યું. હિંદુસ્તાનની ભૂમિ ઉપર તે ઊતર્યો એ દિવસ ૧૭મી નવેંબરે, કોંગ્રેસના આદેશ અનુસાર દેશભરમાં સખ્ત હડતાલ પડી. પરદેશી કાપડની ઠેર ઠેર હોળીઓ થઈ. મુંબઈમાં તે દિવસે તોફાનો અને ખૂનામરકી શરૂ થયાં. ગાંધીજીએ ટોળાંની વચ્ચે ફરી ફરીને તેમને સમજાવવા છતાં ય શાંતિ ન સ્થપાઈ ત્યારે તેમણે શાંતિ

અને એખલાસની સ્થાપના થાય ત્યાં સુધી ઉપવાસ આદર્યા. પાંચ દિવસ પછી શાંતિ સ્થપાતાં ગાંધીજીએ ઉપવાસ છોડ્યા.

કોંગ્રેસ અને ખિલાફતના સ્વયંસેવક દળો આ વખતે દેશભરમાં કામ કરતાં થઈ ગયાં હતાં. પરદેશી કાપડના બહિષ્કારમાં આ દળોએ મહત્ત્વનો ભાગ લીધો. બહિષ્કારે મળેલી સફળતાથી અને અસહકારના આંદોલનની ઉગ્રતાથી સરકારી તંત્ર અને નોકરશાહીને ખૂબ ધક્કો પહોંચ્યો. મુસલમાનોએ આ લડતમાં ખૂબ આગળ પડતો ભાગ લીધો. સરકારની સત્તા સામેના સર્વવ્યાપી વિરોધ અને તેની અવગણનાથી અને બ્રિટિશ અમલદારો હિંમત હારવા લાગ્યા. ૧૯૨૧માં વાઈસરૉય લૉર્ડ રીડિંગે નું હતું તેમ સરકાર, 'ગૂંચવાઈ ગયેલી અને મૂંઝાઈ ગયેલી' સહુમન પ્રાંતની સરકારના એક ખાનગી પત્રિપત્રમાં કહેવામાં આવ્યું કે "એ દુઃખદ વાત છે કે પ્રથમ પગલે હમેશાં દુશ્મન (મહાસભા) જ છે." મુંબઈના ગવર્નર લૉર્ડ લૉઈડના શબ્દોમાં 'ગાંધીજી સફળતાથી એક તસુ જ દૂર હતા.'

અસહકારની હિલચાલ દબાવી દેવા માટે ૧૯૨૧ના અંત સુધીમાં તો દેશબંધુ દાસ અને તેમનાં કુટુંબ, લાલાજી, પંડિત મોતીલાલજી, પંડિત જવાહરલાલ વગેરે નેતાઓ અને બીજા હજારો કાર્યકરોને ગિરફતાર કરવામાં આવ્યા. ૧૯૨૧ના ડિસેમ્બર અને ૧૯૨૨ના જાન્યુઆરી એ બે મહિનામાં થઈને જ લગભગ ત્રીસ હજાર ધરપકડો થઈ. પકડા-પકડીનો જુવાળ ચડ્યો. બાળકો અને જુવાનો તો પોલીસની લારીમાં ચઢી બેસતા અને ઊતરવાની ના પાડતા. આની સામે શું કરવું તે અમલદારોને સૂઝતું નહિ. ઈ. સ. ૧૯૨૧ના ડિસેમ્બરમાં મળેલી અમદાવાદ કોંગ્રેસના અસહકારનો ઠરાવ ફરીથી પસાર કરવામાં આવ્યો. નાકરની લડત પણ બારડોલી, ગંતૂર અને દેશના બીજા ભાગોમાં શરૂ કરવાની વિચારણાઓ થવા લાગી. સવિનયભંગની હિલચાલ ઉપાડવાનું પણ ઠરાવવામાં આવ્યું અને ગાંધીજીને તેના સરમુખત્યાર નીમવાના આવ્યા. તેમણે બારડોલી તાલુકાથી સામુદાયિક સવિનયભંગ શરૂ કરવાનો

વિચાર જાહેર કર્યો, અને પોતાના નિર્ણયની જાણ કરતો પત્ર પણ ૧૯૨૨ના ફેબ્રુઆરીની ૧લી તારીખે વાઈસરૉયને લખી દીધો. એવામાં ૫મી ફેબ્રુઆરીએ સંયુક્ત પ્રાંતોમાં આવેલા ચૌરીચૌરા ગામમાં કૉંગ્રેસીઓના એક સરઘસે પોલીસચોકીને આગ લગાડીને તેમાંના ૨૨ સરકારી નોકરોને બાળી મૂક્યા. કૉંગ્રેસવાદીઓની આ હિંસાથી આઘાત પામીને ગાંધીજીએ સવિનય કાનૂનભંગની હિલચાલને મોકૂફ રાખવાનું નક્કી કર્યું, અને ૧૨મી ફેબ્રુઆરીએ મળેલી કૉંગ્રેસની કાર્યવાહક સમિતિની બેઠકે આ ચળવળને મોકૂફ રાખવાનો ઠરાવ પસાર કર્યો.

લડતને એકાએક મુલતવી રાખવામાં આવી તેથી ઘણા લોકો ગાંધીજી સામે ચિડાયા, પણ કૉંગ્રેસની મહાસમિતિએ તો ૨૫મી ફેબ્રુઆરીએ ગાંધીજીના નિર્ણયને મહોર લગાવી. ગાંધીજીએ દેશને આપેલી અહિંસાની તાલીમને હજુ અધૂરી માનીને હિલચાલ મુલતવી રાખી, અને દેશને વધુ તાલીમ આપવા માટે દારૂનિષેધ, કૉંગ્રેસના સભ્યોની નોંધણી, રેંટિયાનો પ્રચાર, રાષ્ટ્રીય શાળાઓ અને પંચાયતો વગેરેની સ્થાપનાનો રચનાત્મક કાર્યક્રમ દેશ સમક્ષ રજૂ કર્યો. સરકારે ગાંધીજી ઉપર હાથ નાખવા માટે આ તક યોગ્ય માની બાજી હવે પોતાના હાથમાં આવી છે એમ ગણીને ગાંધીજીને ૧૧મી માર્ચે પ્રજાની વચ્ચેથી ઉઠાવી લીધા અને 'યંગ ઇંડિયા'માંના તેમના ત્રણ લેખોને માટે તેમની સામે કામ ચલાવીને રાજદ્રોહના આરોપસર તેમને ૭ વરસની સજા ઠોકી દીધી.

---

## ૧૦ બંધારણીય હિલચાલ (ઈ. સ ૧૯૨૩–૨૭)

ભરતી પછી ઓટ આવે તેમ ઈ સ ૧૯૧૯–૨૨ના ઐતિહાસિક વર્ષો દરમિયાન આવેલો રાષ્ટ્રીય જાગૃતિનો જુવાળ હવે પાછો વળ્યો ચારે તરફ નિરાશા અને નિરુત્સાહના ચિહ્નો દેખાવા લાગ્યા સામુદાયિક સવિનયભંગની લડત તો પાછી ખેંચી લેવામાં આવી હતી, પરંતુ ૧૯૨૨ના નવેમ્બરના અંતમાં મળેલી કોંગ્રેસ મહાસમિતિમાં મર્યાદિત પ્રમાણમાં અને અમુક શરતોએ સવિનયભંગ કરવાની પરવાનગી પ્રાંતિક સમિતિઓને આપવામાં આવી ધારાસભાઓની આગામી ચૂંટણીઓમાં ભાગ લેવો કે નહિ તે વિશે પણ આ વખતે વિચારણા કરવામાં આવી એ જ વર્ષની નાતાલમાં મળેલી ગયા કોંગ્રેસમાં આ પ્રશ્ન ખૂબ ઉગ્ર બન્યો દેશબંધુ દાસ, પંડિત મોતીલાલજી, વિઠ્ઠલભાઈ પટેલ વગેરે ધારાસભાપ્રવેશના પક્ષમાં હતા, જ્યારે શ્રી રાજગોપાલાચારી ડૉ અનસારી, સરદાર વલ્લભભાઈ પટેલ વગેરે તેની વિરુદ્ધ હતા કોંગ્રેસમાં આ વખતે બે પક્ષ ઊભા થયા ધારાસભાની અંદર જઈ તેના કામકાજમાં વિક્ષેપ નાખવાના મતના ફેરવાદીઓ કહેવાયા ધારાસભાનો સંપૂર્ણ બહિષ્કાર ચાલુ રાખવાના પક્ષકારો નાફેરવાદીઓ કહેવાયા ઈ સ ૧૯૨૨ની ગયા કોંગ્રેસમાં નાફેરવાદીદળની બહુમતી થઈ આથી દેશબંધુ દાસે કોંગ્રેસના પ્રમુખસ્થાનેથી રાજીનામું આપી દઈને પંડિત મોતીલાલજીના સહકારથી સ્વરાજ્યપક્ષ નામે જુદા પક્ષની ઈ સ ૧૯૨૩ની શરૂઆતમાં સ્થાપના કરી જેલમાંથી છૂટીને આવેલા જવાહરલાલ નેહરુ અને મૌલાના અબુલ કલામ આઝાદે બંને પક્ષો વચ્ચે સમાધાન કરાવવાના તનતોડ પ્રયાસો આદર્યા. ઈ સ. ૧૯૨૩ના મે મહિનામાં મહાસમિતિએ નક્કી કર્યું કે ધારાસભાના બહિષ્કારના કાર્યક્રમ અંગે કોઈ

પણ જાતનો પ્રચાર ધારાસભાના મતદારોમાં ન કરવો. આથી રાજાજી સહિત કારોબારીના છ સભ્યોએ રાજીનામાં આપ્યાં. ડૉ. અનસારીના પ્રમુખપણા હેઠળ કૉંગ્રેસનું કામ હવે આગળ ચાલ્યું. ત્યાર પછી થોડા મહિને ડૉ. અનસારી અને જવાહરલાલે પણ કારોબારીમાંથી રાજીનામું આપ્યું અને તેની રચના નવેસરથી થઈ.

૧૯૨૩ના જુલાઈમાં નાગપુરમાં ઊભી થયેલી ઝંડા સત્યાગ્રહની લડતને કૉંગ્રેસની મહાસમિતિએ સંપૂર્ણ ટેકો આપ્યો, અને તેની દોરવણી કરવાનું સરદાર વલ્લભભાઈ પટેલને સોંપવામાં આવ્યું. શ્રી જમનાલાલ બજાજ અને બીજા સંખ્યાબંધ સ્વયંસેવકોએ ગિરફતારી વહોરી અને અંતે સત્યાગ્રહનો સફળ અંત આવ્યો.

૧૯૨૩ના સપ્ટેંબરમાં ધારાસભાપ્રવેશના પ્રશ્ન અંગે વિચાર કરવા કૉંગ્રેસની ખાસ બેઠક મૌલાના આઝાદના પ્રમુખસ્થાને દિલ્હીમાં મળી. આ બેઠકમાં ધારાસભાઓનો બહિષ્કાર પાછો ખેંચી લેવામાં આવ્યો, તેમ જ ધારાસભામાં જવા સામે વાંધો ન હોય તેવા કૉંગ્રેસવાદીઓને તેમાં જવાની તથા મત આપવાની છૂટ આપવામાં આવી. ત્યારપછી ત્રણ મહિને મૌલાના મહમદઅલીના પ્રમુખસ્થાને મળેલી કોકોનાડા કૉંગ્રેસમાં આ ઠરાવ કાયમ રાખીને બહિષ્કારનાં સિદ્ધાંત અને નીતિમાં ફરી વિશ્વાસ વ્યક્ત કરવામાં આવ્યો અને રચનાત્મક કાર્યક્રમ દ્વારા સવિનયભંગ માટે તૈયાર થવાનો આગ્રહ કરવામાં આવ્યો.

આ અરસામાં દેશમાં સ્થપાયેલી કોમી એકતા તૂટવા માંડી હતી. ૧૯૨૨માં તુર્કસ્તાનમાં પ્રજાસત્તાક સ્થપાયાથી સુલતાનપદનો અને તેની સાથે ખિલાફતનો એકાએક અંત આવ્યો. ૧૯૨૨–૨૩ના વર્ષો દરમિયાન પંજાબ અને બંગાળમાં ભારે રમખાણો થયાં. ૧૯૨૪ના સપ્ટેંબરમાં કોહાટ, ગુલબર્ગા અને દેશના બીજાં સ્થળોએ કોમી રમખાણો ફાટી નીકળ્યાં. ગાંધીજી આ વર્ષની શરૂઆતમાં જ એપેન્ડિસાઈટિસની બીમારીને કારણે છૂટ્યા હતા અને આ દરમિયાન સફળ શસ્ત્રક્રિયા બાદ તેમની

તબિયત સુધરવા પામી હતી. કોમી હુલ્લડના પ્રાયશ્ચિત્તરૂપે તેમણે ૨૧ દિવસના અપવાસ કર્યા. અપવાસ દરમિયાન દેશની જુદી જુદી કોમોના આગેવાનોની એક ઐક્ય પરિષદ દિલ્હી મુકામે મળી, જેને પરિણામે એક "કોમી સલાહ" સમિતિની નિમણૂક થઈ, જો કે કોમીવાદનું ઝેર આથી મૂળમાંથી ન ગયું.

૧૯૨૪ની શરૂઆતમા ધારાસભાઓની ચૂંટણીઓ થઈ. સ્વરાજ પક્ષે તેમા ૪૫ બેઠકો મેળવી. આ ઉપરાંત ધારાસભામાંના સ્વતંત્ર રાષ્ટ્રવાદી વિચારના સભ્યોનો પણ તેને ટેકો મળ્યો. આ બંનેના બનેલા સંયુક્ત દળનું નામ 'નેશનલિસ્ટ પાર્ટી' રાખવામા આવ્યું. આ પક્ષ તરફથી રાષ્ટ્રની માગણી રજૂ કરતો ઠરાવ ૧૯૨૪ના ફેબ્રુઆરીની ૧૮મી તારીખે પસાર કરવામા આવ્યો, પણ સરકારે આનો કોઈ સંતોષકારક જવાબ ન વાળતા વિક્ષેપની નીતિનો આરંભ થયો. અંદાજપત્ર અને નાણાંની માગણીને નામંજૂર કરવામા આવી. ગાંધીજી આ દરમિયાન બહાર આવેલા હોઈ બંને દળો વચ્ચે એકતા સ્થાપીને કોંગ્રેસનું બળ વધારવાના પ્રયત્નો થયા. મે માસમા ગાંધીજી સાથે દેશબંધુ દાસ અને મોતીલાલજીને એક સમજૂતી થઈ જેને પરિણામે ધારાસભાઓમા કોંગ્રેસના પ્રતિનિધિ તરીકે કામ કરવાની સ્વરાજ્યપક્ષને સત્તા આપવામા આવી. સાથે સાથે રચનાત્મક કાર્યક્રમ અને ખાદી ઉપર ભાર મૂકવામા આવ્યો.

ઈ સ ૧૯૨૪મા ગાંધીજીના પ્રમુખસ્થાને મળેલી બેલગામ કોંગ્રેસમા બન્ને પક્ષો વચ્ચેનું સમાધાન પાકું થયું. વિરોધ અને ઘર્ષણોને સ્થાને હવે કોંગ્રેસના બન્ને પક્ષો વચ્ચે ભાગીદારીની ભાવના ઊભી થઈ. કોંગ્રેસના કામનું મધ્યબિંદુ હવે ધારાસભાઓ બન્યું. વડી ધારાસભાનું કામ પંડિત મોતીલાલજી સંભાળતા હતા, જ્યારે બંગાળ ધારાસભાના દેશબંધુ હતા. વડી ધારાસભામા કોંગ્રેસને ઉપરાઉપરી સફળતાઓ સાંપડી. ૧૮૫૦નો રાજકેદીઓનો કાયદો, સભાબંધીનો કાયદો વગેરે રદ કરવાના

આવ્યા. બંગાળમાં દેશબંધુ, ત્યાંના ગવર્નર લૉર્ડ લિટનને મળ્યા અને બન્ને વચ્ચે સમજૂતીની વાતચીતો ચાલી. દેશબંધુને સરકારનો હૃદયપલટો થવાની આશા દેખાતી હતી. બંગાળ પ્રાંતિક પરિષદમાં તેમણે અમુક શરતોએ સરકાર સાથે સહકાર કરવા અંગે પોતાનો અભિપ્રાય આપ્યો. હિંદી વજીર લૉર્ડ બર્કનહેડે પણ આ અરસામાં સ્વરાજ્યવાદીઓને ધારાસભામાં અંતરાય નાંખવાને બદલે સહકાર આપવાની સલાહ આપી. દેશબંધુને લૉર્ડ બર્કનહેડમાં શ્રદ્ધા હતી. એવામાં તો ઈ. સ. ૧૯૨૫ના જૂનની ૧૬મીએ તેમનું અવસાન થયું. સ્વરાજ્યપક્ષનો સ્તંભ ચાલ્યો ગયો. દેશબંધુના અવસાને બંગાળના રાજકારણ માટે તો એક ન પૂરાય એવું ગાબડું પાડયું. બંગાળ ધારાસભામાં તેમનું સ્થાન શ્રી સેનગુપ્તાએ લીધું, પણ થોડા જ વખતમાં શ્રી સેનગુપ્તા અને શ્રી સુભાષચંદ્ર બોઝના પક્ષો વચ્ચેની દુઃખદ અથડામણો શરૂ થઈ. બંગાળના કૉંગ્રેસવાદીઓનાં પરસ્પર મન ઊંચા થયાં અને ત્યાંનું રાજકારણ અત્યંત ડહોળાઈ ગયું.

વડી ધારાસભામાં સ્વરાજ્યપક્ષે પોતાનું કાર્ય ભારે કુશળતાથી બજાવ્યું. ગાંધીજીએ પોતાની સ્વાભાવિક ઉદારતાથી સ્વરાજ્યપક્ષના કાર્યમાં જરા પણ દખલ ન નાખવાની નાફેરવાદીઓને આગ્રહપૂર્વક ભલામણ કરી, પણ સ્વરાજ્યપક્ષની અંદર મતભેદો અને પક્ષાપક્ષીએ દેખા દેવા માંડી. શિસ્તભંગના બનાવો બનવા લાગ્યા. પક્ષના સમર્થ નેતા મોતીલાલજીએ તેની સામે કડક પગલાં લીધાં. આથી કેટલાક સભ્યોએ તેમાંથી છૂટા પડીને નવો પક્ષ સ્થાપ્યો. નવો પક્ષ શરતી સહકાર અને હોદ્દાસ્વીકારનો હિમાયતી હતો.

આ દરમિયાન કોમી ઘર્ષણો તો વધતા જ ચાલ્યાં. ઈ. સ. ૧૯૨૬ના એપ્રિલમાં કલકત્તામાં ભયાનક કોમી હુલ્લડ થયું. એ જ વર્ષના અંતમાં ગૌહત્તી કૉંગ્રેસને ટાંકણે દિલ્હીમાં સ્વામી શ્રદ્ધાનંદનું એક મુસલમાને ખૂન કર્યું. દેશભરમાં દુઃખ અને વિષાદ વ્યાપી રહ્યાં.

ધારાસભામાંની સ્વરાજપક્ષની સરકાર સાથેની અથડામણો ૧૯૨૬-૨૭ના વર્ષો દરમિયાન પણ ચાલુ રહી. બીજી તરફથી હિંદુ-મુસ્લિમ ઐક્યની સ્થાપનાના પ્રયત્નો પણ ચાલુ રહ્યા. રચનાત્મક કાર્યક્રમ આગળ ધપાવવામાં આવ્યો. એકંદરે આ સમય દરમિયાન દેશનું રાજકીય વાતાવરણ ઠંડું જ રહ્યું. ધારાસભાઓમાં સ્વરાજ્યપક્ષને મળેલી સફળતાઓ ઉપરાંત આ વર્ષોમાં રાષ્ટ્રીય જાગૃતિના ઇતિહાસના પાનાને શોભે એવું કશું ન બન્યું. વાતાવરણમાં સર્વત્ર નિરાશા અને નિરુત્સાહ જ હતાં.

---

# ૧૧ સંપૂર્ણ સ્વાતંત્ર્યની ઘોષણા (૧૯૨૮–૩૪)

ઈ. સ. ૧૯૨૮નું વર્ષ અર્વાચીન હિંદના રાજકીય ઇતિહાસમાં ભારે મહત્ત્વનું છે. એ વર્ષમાં બનેલા બનાવોએ દેશના વાતાવરણમાં ઝડપી પલટો આણ્યો. નિરાશા અને નિરુત્સાહને સ્થાને સર્વત્ર ઉત્સાહ અને પ્રવૃત્તિ નજરે પડવા લાગ્યાં.

૧૯૨૭ના નવેંબરમાં સાઈમન કમિશનની નિમણૂંકની જાહેરાત બહાર આવી. સ્વરાજ્યપક્ષ તરફથી રજૂ કરવામાં આવેલી રાષ્ટ્રીય માગણીનો સ્વીકાર કરવાને બદલે સરકારે બંધારણમાં સુધારા સૂચવવા માટે આ કમિશનની નિમણૂંક કરી હતી. સર જ્હોન સાઈમનના પ્રમુખપણા નીચેના આ કમિશનમાં એક પણ હિંદીને લેવામાં નહિ આવવાથી દેશભરમાં ભારે વિરોધની લાગણી જાગી ઊઠી. દેશના તમામ પક્ષો અને સંસ્થાઓએ આ કમિશનની નિમણૂંક સામે સખ્ત વિરોધ કર્યો. વિનીતોને સુદ્ધાં તેનાથી આઘાત લાગ્યો. શ્રીમતી એની બિસાંટના શબ્દોમાં કહીએ તો હિંદુસ્તાનને "હાઝરા ઉપર ડામ" દેવાયો હતો. જલિયાનવાલા બાગના અત્યાચારો પછી બ્રિટિશ સરકારના કોઈ પણ કૃત્ય સામે સાર્વત્રિક વિરોધ ઊઠ્યો હોય તો તે આ પ્રસંગે. ઘણાં વર્ષો પછી દેશના તમામ પક્ષોને એકીસાથે કામ કરવાની આ તક સાંપડી. દેશભરને એક સરખી રીતે અકારા થઈ પડનારા આ કમિશનનો સંપૂર્ણ બહિષ્કાર કરવાનું કોંગ્રેસે નક્કી કર્યું.

ઈ. સ. ૧૯૨૮ના ફેબ્રુઆરીની ૩જી તારીખે સાઈમન કમિશને મુંબઈની ભૂમિ પર પગ મૂક્યો. આખા દેશમાં એ દિવસે સખ્ત હડતાલ પડી. મદ્રાસમાં ગોળીબાર થયો અને ત્રણ નાગરિકો માર્યા ગયા. કમિશન જ્યાં જ્યાં ગયું ત્યાં ત્યાં તેની સામે લોકોના મોટા સમુદાયોએ વિરોધના પ્રચંડ દેખાવો કર્યા, સરઘસો કાઢવામાં આવ્યાં અને કાળા વાવટાથી

૪

તેનું સ્વાગત કરવામાં આવ્યું. દિલ્હી, લાહોર, લખનૌ, પટણા વગેરે સ્થળોએ તો પ્રચંડ દેખાવો થયા. લખનૌમાં તો "સાઈમન પાછો જા"ના લખાણવાળા પતંગો અને બલૂનોથી આકાશ ભરાઈ ગયું. ઠેરઠેર લાઠીમાર થયા, સંખ્યાબંધ ધરપકડો થઈ, લોકોના ટોળાં ઉપર ઘોડા દોડાવવામાં આવ્યા અને બીજા અનેક પ્રકારના અમાનુષી અત્યાચારો કરવામાં આવ્યા. લાલા લજપતરાય, પંડિત જવાહરલાલ, ગોવિંદવલ્લભ પંત અને સુભાષચંદ્ર બોઝ જેવા કૉંગ્રેસના પહેલી હરોળના આગેવાનોને પણ આ પ્રસંગે લાઠીમારનો સ્વાદ ચાખવા મળ્યો. એમ માનવામાં આવે છે કે આ કિચકારા હુમલાએ થોડા અઠવાડિયા પછી લાલાજીનું મૃત્યુ નિપજાવ્યું. સરકારના આ અત્યાચારોથી તો બળતામાં ઘી હોમાયું અને દેશ આખો ગુસ્સાથી સળગી ઊઠયો. વાતાવરણમાંથી નિરાશા અને સુસ્તી ચાલ્યાં ગયાં. બ્રિટિશ સરકાર સામે લડીને સ્વાતંત્ર્યપ્રાપ્તિની દિશામાં આગેકૂચ કરવાની ઇચ્છા તીવ્ર બનવા લાગી.

સાઈમન કમિશનના બહિષ્કારની સફળતામાં વિદ્યાર્થીઓએ અને યુવકવર્ગે ખૂબ સુંદર ફાળો આપ્યો હતો એ નોંધપાત્ર છે. યુવાનોમાં આ વર્ષે ખૂબ જાગૃતિ આવી. દેશમાં ઠેર ઠેર યુવકસંઘોની પ્રવૃત્તિ જોર પકડવા લાગી.

ચીનની ક્રાન્તિની સફળતા, તુર્કસ્તાન, જર્મની અને અફઘાનિસ્તાન સાથેની સંધિથી સોવિયેટ રશિયાનું વધતું જતું બળ વગેરે આંતર-રાષ્ટ્રીય ઘટનાઓએ પણ હિંદી પ્રજાના માનસ પર ઊંડી અસર કરી હતી. કૉંગ્રેસની અંદર પણ આંતરરાષ્ટ્રીય બનાવો પરત્વે વિશેષ ઊંડો રસ લેવાવા લાગ્યો હતો. ઈ. સ. ૧૯૨૭ની મદ્રાસ કૉંગ્રેસમાં ચીનને ક્રાન્તિની સફળતા માટે અભિનંદન પાઠવવામાં આવ્યાં તથા સહાનુભૂતિના ચિહ્ન તરીકે એક તબીબી પ્રતિનિધિમંડળ ચીન મોકલવાનું નક્કી કરવામાં આવ્યું, પણ સરકારે તે મોકલવા માટે પરવાનગી ન આપી. ચીનાઓ સામે લડવા માટે સરકારે હિંદી ફોજને ચીન મોકલી હતી. કૉંગ્રેસે આની

સામે વિરોધ કર્યો અને ચીન તથા બીજા દેશોમાં મોકલવામાં આવેલા હિંદી લશ્કરને પાછું બોલાવી લેવાની માગણી કરી. સરકાર હિંદના પાડોશીઓ જોડે યુદ્ધ શરૂ કરે તો તેને સાથ ન આપવો એવું પણ ઠરાવવામાં આવ્યું. આ બધા ઠરાવોની સરકાર ઉપર કોઈ અસર ન થઈ, પરંતુ કોંગ્રેસે આખી દુનિયાને બતાવી આપ્યું કે બીજાઓની આઝાદીનો નાશ કરવા માટેની જવાબદારી બ્રિટિશ સરકારની જ છે અને તેમાં હિંદી પ્રજાનો કોઈ હાથ નથી. વળી બ્રસેલ્સમાં ભરાયેલી સામ્રાજ્યવાદ-વિરોધી કોંગ્રેસમાં હિંદના પ્રતિનિધિ તરીકે જવાહરલાલ હાજર રહ્યા હતા. કોંગ્રેસમાં એક વિદેશવિભાગ પણ શરૂ કરવામાં આવ્યો હતો. આમ બહારની દુનિયાના પ્રશ્નો સાથે કોંગ્રેસ વધુ ને વધુ સંપર્ક સાધતી ગઈ.

ઈ. સ. ૧૯૨૮ના વર્ષનો સૌથી મહત્ત્વનો અને પ્રેરણાદાયી બનાવ તો બારડોલી સત્યાગ્રહનો છે. અન્યાયી મહેસૂલવધારા માટે અખત્યાર કરવામાં આવેલી જોહુકમી પદ્ધતિ સામે સરદાર વલ્લભભાઈ પટેલની આગેવાની નીચે લડાયેલી ખેડૂતોની આ લડતમાં, ખેડૂતોની જમીનો જપ્ત કરવામાં આવી અને પાણીને મૂલે હરાજ કરી દેવામાં આવી. બીજા પણ અનેક તરેહના અત્યાચારો થયા, પણ ખેડૂતો મહેસૂલ નહિ ભરવાના તેમના નિર્ણયમાં પૂરેપૂરા મક્કમ રહ્યા. સરકારે ખેડૂતોને પાયમાલ કરી નાંખવાની ધમકીઓ આપી, પણ અંતે તેમની દૃઢતા, સંગઠન અને ત્યાગનો વિજય થયો અને સરકારને તેમની માગણીનો સ્વીકાર કરવો પડ્યો. આ સફળતાથી સત્યાગ્રહની પદ્ધતિની અસરકારકતામાં દેશનો વિશ્વાસ ખૂબ વધવા પામ્યો. જનતાના લડાયક જુસ્સા અને ઉત્સાહમાં આ લડત ખૂબ પ્રેરણારૂપ થઈ પડી.

આ જ વર્ષમાં ૧૯૨૭ની મદ્રાસ કોંગ્રેસના ઠરાવ અનુસાર 'સર્વપક્ષી પરિષદ' બોલાવવામાં આવી. પરિષદે સંપૂર્ણ જવાબદાર શાસનતંત્રના પાયા ઉપર દેશના તમામ વર્ગો અને કોમોને મંજૂર થાય તેવું એક રાજ્ય-બંધારણ રચવા માટે પંડિત મોતીલાલના પ્રમુખસ્થાને એક સમિતિની

નિમણુંક કરી એ સમિતિએ એક અહેવાલ તૈયાર કર્યો નેહરુ રિપોર્ટને નામે જાણીતી થયેલી અને સાંસ્થાનિક સ્વરાજ્યના પાયા ઉપર રચાયેલી આ યોજના ઈ સ ૧૯૨૮ના અંતમાં પંડિત મોતીલાલ નેહરુના પ્રમુખસ્થાને મળેલી કલકત્તા કોંગ્રેસમાં મંજૂર કરવામાં આવી ઈ સ ૧૯૨૭ના મદ્રાસ અધિવેશનમાં માન્ય થયેલા સંપૂર્ણ સ્વતંત્રતાના ધ્યેયને, સાંસ્થાનિક સ્વરાજ્યના પાયા ઉપર રચાયેલી આ યોજનાથી ધક્કો પહોંચે છે એવું માનનારાઓએ આ યોજનાનો વિરોધ કર્યો. જવાહરલાલ નેહરુ, સુભાષ બોઝ, શ્રીનિવાસ આયંગર વગેરે આમાં મુખ્ય હતા પૂર્ણ સ્વાતંત્ર્યના ચુસ્ત હિમાયતીઓએ આ અગાઉ ઈ સ. ૧૯૨૮ની શરૂઆતમાં જ સ્વાતંત્ર્ય સંઘ (ઇંડિપેન્ડન્સ લીગ)ની સ્થાપના કરી હતી, એની નોંધ અહીં લેવી ઘટે

સર્વપક્ષી પરિષદનો અંત કરુણ રીતે આવ્યો નેહરુ રિપોર્ટ પ્રમાણે સર્વપક્ષી પરિષદે સૂચવેલા કોમી પ્રતિનિધિત્વની યોજનાની સામેના બંધારણનો મિ. જિન્હા અને આગાખાન જેવા મુસ્લિમ આગેવાનોએ વિરોધ કર્યો જનાબ જિન્હાના જગજાહેર ૧૪ મુદ્દાઓ આ વખતે જ બહાર આવ્યા

કલકત્તા કોંગ્રેસમાં ગાંધીજીએ આગળ પડતો ભાગ લીધો ધારાસભાના કામની બિનઅસરકારકતા, પંડિત મોતીલાલજી સુદ્ધાં હવે સમજવા લાગ્યા હતા ધારાનો ત્યાગ કરવાની માગણી કરી જ રહ્યા હતા સાઈમન કમિશનનો બહિષ્કાર અને બારડોલી સત્યાગ્રહે દેશના રાજકીય વાતાવરણની સૂરત પણ બદલી નાખી હતી આથી કલકત્તા કોંગ્રેસે નેહરુ યોજનાનો સ્વીકાર કરવાની સાથે જાહેર કર્યું કે આ યોજનાને જો બ્રિટિશ સરકાર ૧૯૨૯ની ડિસેમ્બરની ૩૧મી તારીખ સુધીમાં નહિ સ્વીકારે તો પૂર્ણ સ્વાતંત્ર્યની પ્રાપ્તિ માટે કોંગ્રેસ સવિનયભંગનો આરંભ કરશે આમ ધારાસભાના માર્ગેથી કોંગ્રેસ ફરી લડતના માર્ગે વળવા માંડી

ઈ. સ. ૧૯૨૯માં સરકારે વડી ધારાસભાની મુદત લંબાવી. દમનનીતિ અને પકડાપકડી પણ જોશભેર શરૂ થઈ ગઈ. પંજાબમાં, ડૉ. સત્યપાલ અને બીજા નેતાઓને પકડવામાં આવ્યા બંગાળ, મુબઈ અને સંયુક્ત પ્રાંતમાં પણ સંખ્યાબંધ કાર્યકર્તાઓને મીરત કાવતરા કેસ માટે પકડવામાં આવ્યા. લાહોર કાવતરા કેસમાં ભગતસિંહ અને તેમના સાથીઓને પકડવામાં આવ્યા. રાજકીય કેદીઓ પ્રત્યેની સખ્તાઈ સામે જુદી જુદી જેલોમાં કેદીઓએ અપવાસો આદર્યા. પંજાબ જેલમાં ૬૪ દિવસના અપવાસ પછી શ્રી જતીન્દ્રનાથ દાસનું મૃત્યુ થયું. આ સમય દરમિયાન ત્રાસવાદી ચળવળનું (ટેરરિસ્ટ મુવમેન્ટ) જોર દેશમાં વધતું જતું હતું, અને પંજાબ, બંગાળ વગેરે પ્રાંતોમાં યુવાનો તેના પ્રત્યે વધુ ખેંચાવા લાગ્યા હતા. આ હિલચાલનું રાજકીય સ્વરૂપ પણ બદલાઈ રહ્યું હતું. વ્યક્તિગત ત્રાસવાદી કૃત્યોથી કશું મહત્ત્વનું પરિણામ સાધવાનું શક્ય નથી, એ વસ્તુની પ્રતીતિ હિલચાલના કેટલાક અગ્રણીઓને થવા લાગી હતી. સમાજવાદી વિચારોની છાંટ પણ તેમાં દાખલ થઈ હતી. ભગતસિંહે સ્થાપેલો સમાજવાદી ક્રાન્તિકારી પક્ષ આના પુરાવા રૂપે છે.

આ જ સાલમાં મજૂરવર્ગમાં પણ ખૂબ ચેતન આવ્યું. મુંબઈના મિલકામદારો, બંગાળની શણુની મિલોના કામદારો, જમશેદપુર પાસે આવેલી ટિનપ્લેટની ફેક્ટરીના કામદારો અને સાઉથ ઈંડિયન રેલવેના કામદારોની હડતાલો આ વર્ષમાં થઈ.

ઈ. સ. ૧૯૨૯ના ઑક્ટોબરમાં વાઈસરૉય લૉર્ડ ઇર્વિને એક જાહેરાત કરી. તેમાં હિંદના રાજકીય ધ્યેય તરીકે સાંસ્થાનિક સ્વરાજ્ય જાહેર કરવાની સાથે એક ગોળમેજી પરિષદ બોલાવવાની જાહેરાત કરવામાં આવી. આ આખીયે જાહેરાતની ભાષા ખૂબ જ અસ્પષ્ટ અને અસંતોષકારક હોવાથી, ડિસેમ્બરની ૨૩મી તારીખે ગાંધીજી, મોતીલાલજી, વિઠ્ઠલભાઈ પટેલ, શ્રી સપ્રુ અને જનાબ જિન્ના વાઈસરૉયને મળ્યા. સાંસ્થાનિક સ્વરાજ્ય વિષે કશું જ ચોક્કસ વચન આપવાને વાઈસરૉય

તૈયાર નહિ હોવાથી નેતાઓ ખાલી હાથે પાછા ફર્યા કલકત્તા કોંગ્રેસના ઠરાવ પ્રમાણે પૂર્ણ સ્વરાજ્યની પ્રાપ્તિ માટે અહિંસક અસહકારની લડત શરૂ કરવા સિવાય કોંગ્રેસ પાસે હવે બીજો કોઈ રસ્તો ન રહ્યો પંડિત જવાહરલાલના પ્રમુખસ્થાને મળેલી લાહોર કોંગ્રેસમા ૩૧મી ડિસેમ્બર ૧૯૨૯ની મધરાતે નેહરુ યોજનાને રદ થયેલી જાહેર કરવામા આવી, કોંગ્રેસના ધ્યેય તરીકે પૂર્ણ સ્વરાજ્યની ઘોષણા કરવામા આવી અને સવિનયભંગ તથા નાકરની લડતનો આરંભ કરવાનો નિર્ણય કરવામા આવ્યો

આમ વાતાવરણમા ગાજવીજ અને કડાકાઓ સાથે ૧૯૩૦ની સાલનો આરંભ થયો લોકોની શક્તિનુ માપ કાઢવા માટે ૨૬મી જાન્યુઆરીનો દિવસ પૂર્ણ સ્વરાજ્ય દિન તરીકે ઊજવવાનું નક્કી કરવામા આવ્યુ દેશભરમા આ દિવસ અસાધારણ ઉત્સાહપૂર્વક ઉજવાયો ઠેર ઠેર સભાઓ મળી અને તેમા પૂર્ણ સ્વરાજ્યની પ્રતિજ્ઞા વાચવામા આવી

ફેબ્રુઆરીની તા ૧૪-૧૬મી દરમિયાન અમદાવાદમા મળેલી કોંગ્રેસની કાર્યવાહક સમિતિએ ધારાસભાના તમામ કોંગ્રેસવાદી સભ્યોને રાજીનામા આપી દેવાની સૂચના આપી દીધી, અને ગાંધીજીની સરદારી હેઠળ સામુદાયિક સવિનય કાનૂનભંગની લડત શરૂ કરવાનો નિર્ણય કરવામા આવ્યો આ દરમિયાન ગાંધીજીએ સમાધાન થઈ શકે એવા અગિયાર મુદ્દાઓમા કોંગ્રેસની ઓછામા ઓછી તાત્કાલિક માગણી રજૂ કરી આ અગિયાર મુદ્દાઓમા જમીનમહેસૂલમા પચાસ ટકા ઘટાડો, સંપૂર્ણ દારૂબંધી, લશ્કરી ખર્ચમા પચાસ ટકા ઘટાડો, મીઠાવેરાની નાબૂદી, આત્મરક્ષણ માટે હથિયાર રાખવાની છૂટ, છૂપી પોલીસના ખાતાની નાબૂદી, પરદેશી કાપડ ઉપર રક્ષક જકાત, હૂંડિયામણના ૧૬ પેનીના ભાવની પુનઃસ્થાપના, મોટે પગારના અમલદારોના પગારોમા પચાસ ટકા ઘટાડો, રાજદ્વારી કેદીઓની મુક્તિ અને દેશી વહાણવટાને રક્ષણનો સમાવેશ થતો હતો વાઈસરૉય તરફથી આ મુદ્દાઓનો સંતોષકારક જવાબ ન

મળતાં ગાંધીજીએ માર્ચની બીજી તારીખે વાઈસરૉય ઉપર એક પત્ર લખ્યો. સમાધાન માટેના આખરી પ્રયાસ જેવા આ ઇતિહાસપ્રસિદ્ધ પત્રમાં બ્રિટિશ રાજ્યતંત્રની બૂરાઈઓનો ઉલ્લેખ કર્યો, બ્રિટિશ સામ્રાજ્યે કરેલી હિંદુસ્તાનની પાયમાલીની કથા વર્ણવી અને આ અનિષ્ટો તથા અન્યાયોને દૂર કરવામાં નહિ આવે તો પોતે પોતાના આશ્રમના સાથીઓ સાથે મીઠાના કાયદાનો ભંગ કરવા માટે બહાર પડશે, એમ ખૂબ નમ્ર પણ સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું. વાઈસરૉયે આ પત્રને ખૂબ ટૂંકો પણ સ્પષ્ટ અને સંપૂર્ણપણે અસંતોષકારક જવાબ આપ્યો. આ જવાબ યુદ્ધના પડકાર રૂપ હતો. ગાંધીજીએ આની સામે જણાવ્યું કે, "પગે પડીને જ્યાં મેં ખાવાનું માગ્યું ત્યાં ભાણામાં પથરા મળ્યા." આ અરસામાં સરદાર વલ્લભભાઈની તા. ૭મી માર્ચે રાસ મુકામે ધરપકડ થઈ. ૧૨મી માર્ચ ૧૯૩૦ના દિવસે ગાંધીજીએ પોતાના એંશી સાથીઓ સાથે ઐતિહાસિક દાંડીકૂચ આદરી. અમદાવાદથી ગાંધીજી જેમ જેમ આગળ વધતા ગયા તેમ તેમ લોકોમાં અસામાન્ય વેગે જાગૃતિ આવવા માંડી. ગુજરાતના ૩૦૦ ઉપર મુખીપટેલોએ રાજીનામાં આપી દીધાં. ગામેગામ સભાઓ મળતી અને તેમાં જંગી માનવમેદનીઓ એકઠી થતી જેની સમક્ષ ગાંધીજી અત્યંત પ્રેરણાદાયી ભાષણ કરીને અંતે "આ સામ્રાજ્યનો નાશ થાવ" એવી ત્રણ વાર ઘોષણા કરતા. એક સભામાં તેમણે કહ્યું કે, "આ સામ્રાજ્યનો અંત આણવા માટે જ મારો જન્મ છે. હું જીવતો નહિ હોઉં તો મારા વિચારો પણ એનો અંત આણશે." દાંડીકૂચે દેશભરમાં અદ્‌ભુત જાગૃતિનો પ્રવાહ વહેતો મૂક્યો. ૬ઠ્ઠી એપ્રિલે સવારે ગાંધીજીએ દાંડીના દરિયાકિનારેથી મીઠું ઊંચકીને મીઠાના કાયદાનો જાહેર ભંગ કર્યો. ત્યાર પછી દેશમાં સર્વત્ર મીઠાના કાયદાનો ભંગ થવા માંડ્યો. લાખો માણસોએ ખુલ્લંખુલ્લા ગેરકાયદેસર મીઠું બનાવવા તથા વેચવા માંડ્યું. ધીરે ધીરે દારૂનિષેધ, પરદેશી કાપડનો બહિષ્કાર, જંગલના કાયદાનો ભંગ વગેરે કાર્યક્રમો શરૂ થયા. સરકારે ધરપકડો અને દમનનાં બીજાં શસ્ત્રો ઉગામ્યાં. બધા થઈને લગભગ એંશી હજાર

માણસો આ લડતમાં ગિરફતાર થયા. સરકારે એક પછી એક સંખ્યાબંધ ફતવાઓ બહાર પાડવાનું શરૂ કર્યું. અહિંસક લોકસમુદાયો પર ઠેર ઠેર લાઠીમાર કરવામાં આવ્યા. સંપૂર્ણપણે શાંત સત્યાગ્રહીઓને કરપીણ રીતે મારવામાં આવ્યા અને બીજા અનેક તરેહના અત્યાચારો કરવામાં આવ્યા. દમનને પરિણામે પ્રજાનો જુસ્સો કચડાવાને બદલે ઉત્તરોત્તર વધતો પામ્યો. સરહદ પ્રાંતના પઠાણોએ પણ ખાન અબદુલ ગફારખાનના નેતૃત્વ હેઠળ આ લડતમાં આગેવાનીભર્યો ભાગ લીધો. ૨૩મી એપ્રિલને રોજ પેશાવરમાં કોઈ પણ પ્રકારની ચેતવણી વગર શાંત અને નિઃશસ્ત્ર જનતા ઉપર ગોળીબાર કરવામાં આવ્યો. બસોથી ત્રણસો જણ માર્યા ગયા અને સંખ્યાબંધ ઘવાયા. શહેરનો કબજો લશ્કરને સોંપી દેવામાં આવ્યો.

મદ્રાસ, કરાચી વગેરે સ્થળોએ પણ લાઠીમાર અને ગોળીમારનો ભોગ બની અનેક માણસો માર્યા ગયા. સરકારની અમર્યાદિત હિંસા અને ક્રૂરતાની સામે પડકાર તરીકે ગાંધીજીએ ધારાસણાના અગર ઉપર હુમલો લઈ જવાનું ઉગ્ર પગલું લેવાનો નિર્ણય કર્યો, અને તેની જાણ કરતો પત્ર વાઈસરૉય ઉપર લખ્યો. પણ તા. ૫મી મેની મધરાતે ગાંધીજીને કરાડીની તેમની ઝૂંપડીમાંથી ઉપાડી જવામાં આવ્યા, અને અચોક્કસ મુદત માટે યરવડા જેલમાં પૂરી દેવામાં આવ્યા. તેમની ધરપકડ સામે દેશભરમાં વિરોધનો વંટોળ ફાટી નીકળ્યો અને ઠેર ઠેર દેખાવો થયા. સોલાપુરમાં પોલીસચોકીઓ બાળવામાં આવી. ગોળીબાર થયો અને લગભગ પચીસ જણ માર્યા ગયા તથા સો ઉપર ઘવાયા.

ધારાસણા અને વડાલાના અગરો ઉપર હજારો સ્વયંસેવકોએ વ્યવસ્થિત રીતે અહિંસક હુમલા કર્યા. લાઠીઓ અને બંદૂકના કુંદાના કરપીણ મારને પરિણામે સેંકડો સત્યાગ્રહીઓ સખ્ત રીતે ઘાયલ થયા અને કેટલાક માર્યા ગયા. સત્યાગ્રહીઓએ આ અત્યાચારોનો શાંતિ અને ધીરતાથી સામનો કર્યો. દિલ્હી, લખનૌ વગેરે સ્થળોએ ગોળીબારો થયા, પણ સવિનયભંગની લડત તો જોસભેર ચાલુ જ રહી. પરદેશી કાપડનો

બહિષ્કાર ખૂબ ઉગ્ર બન્યો હતો. ગુજરાત, કર્ણાટક અને સંયુક્ત પ્રાંતોના કેટલાક ભાગોમાં નાકરની લડત પણ જોસભેર ઊપડી. મધ્ય પ્રાંત, કર્ણાટક, મહારાષ્ટ્ર અને બિહારમાં જંગલસત્યાગ્રહ ચાલ્યો; બંગાળ, બિહાર અને ઓરિસ્સામાં ચોકીદારીવેરો આપવાનું બંધ કરવામાં આવ્યું.

હિંદી જનતાના અહિંસક બેહદ બળવાને મળેલી આ અદ્ભુત સફળતા અને અસાધારણ ટેકાથી દુનિયાભરનું લક્ષ હિંદુસ્તાન પ્રત્યે ખેંચાયુ. ૧૯૩૦ના મેની ૨૦મી તારીખે 'ડેઇલી હેરાલ્ડ'ના પ્રતિનિધિ મિ. જ્યોર્જ સ્લોકોમ્બે યરોડા જેલમાં ગાંધીજીની મુલાકાત લીધી. સ્લોકોમ્બને ગાંધીજીએ સમાધાન માટેની ચાર શરતો આપી પણ તેનો સરકારે અસ્વીકાર કર્યો. ૧૯૩૦ના જુલાઈ–ઓગસ્ટ મહિનામાં કોંગ્રેસ અને સરકાર વચ્ચે સમાધાન કરાવવા માટે જયકર સપ્રુએ પ્રયત્નો કર્યા. શુષ્ટેના આ બે દૂતો ગાંધીજી અને કોંગ્રેસના બીજા આગેવાનોને જેલમાં મળ્યા પણ ઓગસ્ટના અંતમાં તો સમાધાનના મહેલો પડી ભાંગ્યા. લડત અને તેની સાથે દમનનીતિ પૂરજોસમાં ચાલુ રહી. નવેંબરની ૧૨મીએ ગોળમેજી પરિષદની ઉદ્ઘાટનક્રિયા નામદાર શહેનશાહને હસ્તક લંડનમાં થઈ. હિંદભરમાં એ દિવસે સખ્ત હડતાળ પાડવામાં આવી. સંયુક્ત પ્રાંતમાં આ અરસામાં નાકરની લડત જોસભેર ઊપડી. ગુજરાતમાં બારડોલી અને બોરસદના કિસાનોએ પણ નાકરની લડતને મક્કમપણે આગળ ધપાવી પોતાનાં ઘરબાર ત્યજી, પાસેના વડોદરા રાજ્યના મુલકમાં હિજરત કરી. દમનનો કોરડો ચારે કોર જોસભેર વીંઝાતો હતો. સ્ત્રીઓ અને બાળકો પ્રત્યે પણ અમાનુષી વર્તન બતાવવામાં આવતું હતું. કોંગ્રેસની બધી જ સંસ્થાઓ ગેરકાયદેસર જાહેર કરવામાં આવી હતી અને તેની તમામ માલમિલકત જપ્ત કરવામાં આવી હતી. લાઠીમારથી ગોળીબાર સુધીના અને ઘોડા દોડાવવાથી ફટકા મારવા સુધીનાં સાધનો પ્રજા સામે વપરાયાં હતાં. આ બધુ છતાં ય પ્રજાનો જુસ્સો અણનમ રહ્યો.

આખરે તા. ૧૯મી જાન્યુઆરી ૧૯૩૧ના રોજ ગોળમેજી પરિષદમાંના તેમના અંતિમ ભાષણમાં ઇંગ્લંડના વડાપ્રધાને કોંગ્રેસનો સહકાર

પ્રાપ્ત કરવાની પોતાની ઇચ્છા વ્યક્ત કરી અને એક અઠવાડિયા પછી ગાંધીજી અને કોંગ્રેસની કાર્યવાહક સમિતિના સભ્યોસહિત કુલ ૨૬ જણને છોડી મૂકવામાં આવ્યા. કોંગ્રેસ અને સરકાર વચ્ચે હવે સમાધાનની વાટાઘાટો ચાલી અને અંતે તા. ૫મી માર્ચના રોજ ગાંધી–ઇરવિન કરાર નામે સમજૂતી થઈ. આ કરાર પ્રમાણે તમામ વટહુકમો પાછા ખેંચી લેવામાં આવ્યા, સત્યાગ્રહીઓને જેલમુક્ત કરવામાં આવ્યા, વસૂલ નહિ થયેલા દંડ, જામીનગીરીઓ અને જપ્ત થયેલી મિલકતો પાછી આપવામાં આવી. પરદેશી કાપડ અને દારૂ વગેરેની દુકાનો ઉપર પિકેટિંગ કરવાની છૂટ સાથે સવિનય કાનૂનભંગની લડત મોકૂફ રાખવામાં આવી. દરિયાકિનારા ઉપરના ગામોના લોકોને ઘરગથ્થુ વપરાશ માટે મીઠું પકવવાની છૂટ મળી.

૧૯૩૧ના માર્ચમાં સરદાર વલ્લભભાઈના પ્રમુખસ્થાને મળેલી કરાંચી કોંગ્રેસમાં ગાંધી–ઇરવિન કરાર મંજૂર રાખવામાં આવ્યા, અને કોંગ્રેસના એક પ્રતિનિધિમંડળને ગોળમેજી પરિષદમાં મોકલવાનું નક્કી કરવામાં આવ્યું. પાછળથી કાર્યવાહક સમિતિએ નક્કી કર્યા મુજબ કોંગ્રેસના એકમાત્ર પ્રતિનિધિ તરીકે ગાંધીજીને ગોળમેજીમાં મોકલવામાં આવ્યા હતા. કરાંચી કોંગ્રેસનો સૌથી મહત્ત્વનો ઠરાવ તો પ્રજાના મૂળભૂત હક્કોને લગતો હતો. આ ઠરાવથી કોંગ્રેસે પોતાની આર્થિક નીતિની ચોખવટ કરી. આ પહેલાં ઈ. સ. ૧૯૨૯ના મે મહિનામાં મળેલી કોંગ્રેસની મહાસમિતિએ જાહેર કર્યું હતું કે, હિંદી પ્રજાની ગરીબીનું કારણ પરદેશી સત્તા તરફથી થતું શોષણ જ માત્ર નહિ, પણ સમાજનું આર્થિક ઘડતર પણ કેટલેક અંશે છે, અને તેથી આ ગરીબી દૂર કરવા માટે અને જનતાની હાલત સુધારવા માટે ચાલુ આર્થિક અને સામાજિક વ્યવસ્થામાં ક્રાન્તિકારી પરિવર્તન કરવાનું તથા જુદા જુદા વર્ગો વચ્ચે હાલ પ્રવર્તી રહેલી ઘોર અસમાનતા દૂર કરવાનું જરૂરી છે. નેહરુ યોજનામાં પણ પ્રજાના મૂળભૂત અધિકારોનો ઉલ્લેખ હતો. કરાંચી કોંગ્રેસના ઠરાવમાં જે પ્રકારના સ્વરાજ્યની કલ્પના કોંગ્રેસ કરે છે, તેનો

જનતાને માટે શો અર્થ થશે, એ સ્પષ્ટપણે મૂકવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. આમવર્ગના શોષણનો અંત આણવા માટે દેશની રાજકીય સ્વતંત્રતામાં, કરોડો ભૂખે મરતા માનવીઓની આર્થિક સ્વતંત્રતાનો સમાવેશ થવો જ જોઈએ, એમ આ ઠરાવમાં જાહેર કરવામાં આવ્યું. આ ઠરાવ દ્વારા બીજી અનેક વસ્તુઓની સાથે એ પણ જાહેર કરવામાં આવ્યુ કે, સ્વરાજ્યસરકારમાં દરેક હિંદીને વિચારસ્વાતંત્ર્ય આપવામાં આવશે; ધર્મ, જાતિ અને સ્ત્રીપુરુષના ભેદો કાયદો માન્ય નહિ રાખે, મજૂરોનાં હિતોની રક્ષા કરવામાં આવશે, તેમને યોગ્ય પગાર અને બીજી સગવડો મળે એ જોવામાં આવશે અને ઉદ્યોગો તથા ખાતાં, ખનિજ-દ્રવ્યો, રેલવે, વહાણવટું તથા જળમાર્ગો ઉપર રાજ્યની માલિકી અથવા કાબૂ રહેશે.

ગાંધી–ઇરવિન સંધિને પરિણામે કોંગ્રેસની પ્રતિષ્ઠા અને બળમાં થવા પામેલા વધારાને કારણે નોકરશાહીએ ભારે નિરાશા અને પરાજય અનુભવ્યાં. સંધિ તેને પસંદ પડી ન હતી. આથી બન્ને પક્ષે ઠેકઠેકાણે ઘર્ષણ થવા માંડ્યું. સરકારે સંધિનો ભંગ કર્યાની સંખ્યાબંધ ફરિયાદો ગાંધીજી પાસે આવવા માંડી, અને તેમાં તથ્ય જણાતાં તથા સરકાર તરફથી એ અંગે સંતોષકારક ઉત્તર નહિ મળતાં ગોળમેજી પરિષદમાં હાજરી ન આપવાના નિર્ણય ઉપર ગાંધીજી આવ્યા. પરંતુ ત્યાર પછી નવા વાઇસરૉય લૉર્ડ વિલિંગ્ડન સાથે વાતચીત થતા પરસ્પર સમજૂતી થવાને પરિણામે તેમણે છેક છેલ્લી ઘડીએ લંડન જવાનું સ્વીકાર્યું. <u>૧૯મી ઑગસ્ટ ૧૯૩૧ના રોજ તેમણે મુંબઈનું બારું છોડ્યું</u>. ગોળમેજી પરિષદમાં તેમણે કોંગ્રેસના પ્રતિનિધિ તરીકે રાષ્ટ્રની આકાંક્ષાઓ અને માગણીઓ રજૂ કરતાં અતિશય સુંદર, સ્પષ્ટ અને સચોટ ભાષણો કર્યાં, પણ સરકારે મૂળભૂત સિદ્ધાંતો વિષે સમજૂતી થાય એવી રીતની ચર્ચા કે વિચારણા કરવાને બદલે ગૌણ અને નિર્માલ્ય મુદ્દાઓ ઉપર ચર્ચાઓ કરવાની નીતિ અખત્યાર કરી. મુખ્ય મુદ્દાઓની ચર્ચા વચ્ચે આવે તો સરકાર પોતાનું મંતવ્ય વ્યક્ત નહિ કરતાં કોઈ પણ રીતે બંધાઈ જવાનો સાફ ઇનકાર

ફરતી કોમી મતાનને દુશ્મનુ પાનુ બનાવીને પરિષદનુ નામ સગ ારે આડે રસ્તે ચડાવી દીધુ પરિષદમા સરકારના જ નીમેલા અને કોઈના પ્રતિનિધિ નહિ એવા પ્રગતિવિરોધી અને કોમીવાદી તત્ત્વો સરકારની આ રમતમા પ્યાદા બન્યા અને ગાધીજી સાવ એકલા પડી ગયા. સમાધાન માટે તેમણે અસાધારણ ધીરજપૂર્વક તનતોડ પ્રયાસો કર્યા, પણ અને ખાલી હાથે તેઓ પાછા ફર્યા

ઈ સ ૧૯૩૧ના ડિસેમ્બરની ૨૮મી તારીખે ગાધીજીએ મુંબઈના બાગમા પગ મૂક્યો. તેમના ઇગ્લન્ડનિવાસ દરમિયાન હિંદુસ્તાનમા તો સરકારે સંધિનો છડેચોક ભગ કરવા માડ્યો હતો. સયુક્ત પ્રાત અને સરહદ પ્રાતમા તો સરકાર અને કોંગ્રેસ વચ્ચેના ઘર્ષણો અતિમ કોટિએ પહોચી ગયા હતા. જવાહરલાલ નેહરુ, શેરવાણી, સરદારના ગાધી અને ડૉ ખાનસાહેબ જેવા કોંગ્રેસના પ્રથમ હરોળના આગેવાનોને પકડી લેવામા આ વ્યા હતા. કોંગ્રેસ માટે લડત અનિવાર્ય થઈ પડી હતી. ગાધીજીએ વાઈસરૉય ઉપર પત્ર લખીને મુલાકાત માટેની માગણી કરી સમાધાન માટેનો આખરી પ્રયત્ન કરી જોયો, પણ વાઈસરૉયે સયુક્ત પ્રાતો અને સરહદ પ્રાતોમા સરકારે લીધેલા પગલા વિશે ચર્ચા કરવાની સાફ ના પાડી દીધી. આથી કોંગ્રેસની કાર્યવાહક સમિતિએ તા ૩૧મી ડિસેમ્બરના રોજ, ગાધી-ઇર્વિન કરારને રદ થયેલા ગણીને નારસહિતની સવિનય કાનૂનભગની લડત ચલાવવા માટે હાકલ કરી. તરત જ તા ૪થી જાન્યુઆરી ૧૯૩૨ને દિન સરકારનો હુમલો શરૂ થયો. ગાધીજી અને સરદારને વહેલી સવારના ઉપાડી લેવામા આવ્યા. શકા ઉપરથી જ કોઈ પણ માણસને પકડી શકાય એવી અને બીજી અનેક જાતની સત્તાઓ પોલીસને આપતા સર્વવ્યાપી અસગ્નાળા વટહુકમો ઝડપભેર બહાર પડવા લાગ્યા. લાઠી અને ધરપકડનુ ગાજન આ વખતે પહેલેથી જ શરૂ થયુ. હજારોની સખ્યામા કોંગ્રેસવાદીઓને પહેલેથી જ પકડી લેવામા આવ્યા. કોંગ્રેસની નાનીમોટી સમિતિઓ આશ્રમો, શાળાઓ અને

બીજી ગાંધિય સંસ્થાઓ તથા તેની તમામ સ્થાવરજંગમ મિલકત જપ્ત કરવામાં આવી. આ વખતની દમનનીતિ શરૂઆતથી જ વધુ ઉગ્ર અને નિર્દય હતી. આમ છતાં ય, પ્રજાએ કૉંગ્રેસની હાકલનો સુંદર જવાબ આપ્યો. બહિષ્કાર, દારૂબંધી, નાકર, મીઠાવેરાનો ભંગ, જંગલના કાયદાઓનો ભંગ, જકાતવેરો નહિ ભરવાની હિલચાલ તથા સભા, સરઘસ, પત્રિકા વગેરે સામેના પ્રતિબંધો તોડવાની હિલચાલ અંગે એક લાખ ઉપર માણસો જેલમાં ગયા અને હજારોએ લાઠીમાર અને બીજા હેવાનિયત-ભર્યા અત્યાચારો સહન કર્યા. જેલમાં પણ આ વખતે ખૂબ સિતમ ગુજારવામાં આવતો હતો. સત્યાગ્રહીઓને ભારે દંડ ઠોકવામાં આવ્યા તથા તેમની માલમિલકત જપ્ત કરીને હરાજ કરી દેવામાં આવી. આમ અસંખ્ય કૉંગ્રેસવાદીઓએ ખુવારી વેઠી. આ બધું છતાં ય દેશસમસ્તમાં પ્રજાએ આ લડતમાં સુંદર ફાળો આપ્યો. કૉંગ્રેસના અધિવેશનો પણ ૧૯૩૨ અને ૧૯૩૩માં અનુક્રમે દિલ્હી અને કલકત્તા ખાતે પોલીસના સખ્ત બંદોબસ્ત છતાં ય મળ્યા અને તેમાં, દેશના ખૂણે ખૂણેથી આવેલા સેંકડો પ્રતિનિધિઓએ હાજરી આપી.

પણ દમનની ઉગ્રતા અને બીજી બાજુએ પ્રજાની તાલીમ અને સંગઠનની ઊણપને કારણે પ્રજાનો જુસ્સો ધીરે ધીરે મોળો પડવા માંડ્યો અને લડતમાં પહેલાં જેટલું જોમ ન રહ્યું લોકોએ ૧૯૩૦ કરતા પણ આ વખતે વધુ સહનશક્તિ બતાવી અને દમનનો વધુ સખ્ત સામનો કર્યો; છતાં પણ ધીરે ધીરે વાતાવરણમાં મંદતા અને હતાશા ફેલાવા લાગી. ઈ. સ. ૧૯૩૨ના સપ્ટેંબરમાં ગાંધીજીએ ઇંગ્લંડના વડાપ્રધાને બહાર પાડેલા કોમી ચુકાદામાંના હરિજનો માટેના અલગ મતાધિકારના મુદ્દા ઉપર અપવાસ શરૂ કર્યા. આથી દેશભરમાં ખળભળાટ ફેલાઈ ગયો અને દેખીતી રીતે જ લોકોનું ધ્યાન લડત તરફથી ગાંધીજી તરફ વળ્યું. ગાંધીજીની જિંદગી દેશની સૌથી કીમતી મિલકત હોઈ તેને બચાવી લેવા માટે દેશના જુદા જુદા પક્ષોના આગેવાનોએ પ્રયાસો કરવા માંડ્યા. છેવટે સવર્ણ અને હરિજન આગેવાનોની સંયુક્ત માગણીથી વડાપ્રધાને તેમના

સુકાદામાં અલગ મતાધિકાર રદ કરતા, અને બીજો જરૂરી ફેરફારો કર્યા ત્યારે ગાંધીજીના અપવાસનો અંત આવ્યો. દેશભરમાં અસ્પૃશ્યતાનિવારણની પ્રવૃત્તિ હવે જોસભેર ચાલુ થઈ અને એ માટે હરિજનસેવાસંઘ નામે સંસ્થા અસ્તિત્વમાં આવી.

સવિનયભંગની લડત નરમગરમ પણ ચાલુ જ રહી હતી. એવામાં ૧૯૩૩ના મે મહિનાની ૮મી તારીખે ગાંધીજીએ આત્મશુદ્ધિ અર્થે ૨૧ દિવસના અપવાસનો આરંભ કર્યો અને તે જ દિવસે તેમને છોડી મૂકવામાં આવ્યા. સવિનયભંગની લડત છ અઠવાડિયાં માટે મોકૂફ રાખવામાં આવી ગાંધીજીના અપવાસનો સફળ અંત આવ્યા પછી, લડત વધુ છ અઠવાડિયાં માટે મુલતવી રાખવામાં આવી. ૧૯૩૩ના જુલાઈની ૧૨મી તારીખે પૂના ખાતે મળેલી કોંગ્રેસવાદી કાર્યકર્તાઓની એક ખાનગી પરિષદમાં સામુદાયિક સવિનયભંગની લડત પાછી ખેંચી લઈને વ્યક્તિગત કાનૂનભંગ કરવાની છૂટ રાખવામાં આવી. ગાંધીજીએ પોતે લાખો કષ્ટ સહન કરી રહેલા દેશવાસીઓના દુઃખમાં સમભાગી થવા માટે પોતાની કીમતીમાં કીમતી વસ્તુનું બલિદાન આપી દેવાનો નિર્ણય કર્યો અને પોતાના સત્યાગ્રહ આશ્રમનું વિસર્જન કરી, તે હરિજન-પ્રવૃત્તિના ઉપયોગ માટે સોંપી દીધો. ઑગસ્ટની ૧લી તારીખે સઘળા આશ્રમવાસી ભાઈબહેનોની સાથે અમદાવાદથી રાસ તરફ કૂચ કરવાનો તેમણે નિર્ણય જાહેર કર્યો, પણ તેમને અને તેમના ૩૪ સાથીઓને આગલી રાતે જ ગિરફતાર કરીને, તેમને એક વરસની સજા કરવામાં આવી. આ પછી દેશમાં વ્યક્તિગત સત્યાગ્રહની લડત ઠેર ઠેર ચાલુ થઈ અને સેંકડો માણસોએ જેલ વહોરી લીધી જેલમાં ગયા પછી થોડા જ વખતમાં હરિજનપ્રવૃત્તિને અંગે પડેલા અપાતી તેની સગવડો આપવાની સરકારે ના પાડવાથી ગાંધીજીએ ૧૬મી ઑગસ્ટના રોજ અપવાસ શરૂ કર્યા તેમની શારીરિક સ્થિતિ ગંભીર થવાથી ૨૩મી ઑગસ્ટે તેમને છોડી મૂકવામાં આવ્યા ગાંધીજીએ ધરપકડ અને છુટકારાની ઉંદર-બિલાડીની રમતમાં ભાગ લેવાની અનિચ્છાથી પોતાને હજુ એક કેદી જ

આની લઈને પોતાની સજાની એક વર્ષની મુદત પૂરી થાય ત્યાં સુધી કાનૂનભંગ ન કરવાનો નિર્ણય કર્યો. આ પછી તેમણે પોતાનો સમય મોટે ભાગે હરિજનપ્રવૃત્તિમાં આપવા માંડ્યો, અને એ માટે દેશભરમાં હરિજનપ્રવાસ આદર્યો. આ પ્રવાસને ખૂબ સફળતા મળી.

૧૯૩૪ના જાન્યુઆરીની ૧૬મી તારીખે બિહારમાં ભારે મોટો ધરતીકંપ થયો, હજારો માણસો માર્યા ગયા, અને લાખો મકાનો તૂટી પડ્યાં. આખા દેશને આથી ખૂબ આઘાત લાગ્યો અને સૌનું ધ્યાન બિહારને રાહત આપવાના કાર્ય તરફ દોરાયું. રાજેન્દ્રબાબુની દોરવણી નીચે કૉંગ્રેસવાદી કાર્યકર્તાઓએ આ રાહતના કાર્યમાં સુંદર ફાળો આપ્યો.

ઈ. સ. ૧૯૩૪ના એપ્રિલની ૭મીએ ગાંધીજીએ એક નિવેદન બહાર પાડીને સત્યાગ્રહની લડત પાછી ખેંચી પોતાના એકલા પૂરતી જ મર્યાદિત કરી. આ અરસામાં જ દેશમાં વ્યાપેલા નિરુત્સાહના વાતાવરણને દૂર કરવા માટે કૉંગ્રેસે ધારાસભાઓના કાર્યક્રમને ફરીને અપનાવી લેવો જોઈએ એવું કેટલાક કૉંગ્રેસવાદીઓને લાગવા માંડ્યું હતું. આવા આગેવાનોની એક પરિષદ ૩૧મી માર્ચ ૧૯૩૪ના રોજ મળી, અને તેણે સ્વરાજ્યપક્ષ સજીવન કરવાનો અને જુલમી કાયદાઓ રદ કરાવવા માટે તથા બ્રિટિશ સરકારની શ્વેતપત્રની યોજનાના બધારણને બદલે ગાંધીજીએ ગોળમેજીમાં સૂચવેલા ધોરણે ગણ્યની માગણી મંજૂર કરાવવા માટે ધારાસભાઓમાં પ્રવેશ કરવાનો નિર્ણય કર્યો. આ પરિષદ તરફથી ડૉ. અનસારી, શ્રી. ભૂલાભાઈ દેસાઈ અને ડૉ. બિધનચંદ્ર રૉયનું એક પ્રતિનિધિમંડળ ગાંધીજીને મળ્યું. ગાંધીજીએ પરિષદનો નિર્ણય વધાવી લીધો અને ધારાસભાઓની નિરર્થકતા માટેનો પોતાનો મત ફરીને જાહેર કરવાની સાથે ધારાસભાપ્રવેશમાં શ્રદ્ધા રાખનારાઓનો તેમાં જવાનો હક અને ધર્મ છે એમ જણાવ્યું. આમ ગાંધીજીએ સ્વરાજ્યપક્ષને અનુકૂળ વલણ ધારણ કરવાથી કૉંગ્રેસમાં ભાગલા પડવાનો ભય નાબૂદ થયો. મે મહિનામાં મળેલી મહાસમિતિએ ધારાસભાઓની ચૂંટણી અને

નિયંત્રણ માટે ડૉ. અનસારીના પ્રમુખસ્થાને એ પાર્લામેન્ટરી બોર્ડની સ્થાપના કરી.

આમ ૧૯૨૮થી લડતના માર્ગે વળેલી કૉંગ્રેસ ફરીને ધારાસભા તરફ વળી. કોમી ચુકાદા વિશેના કૉંગ્રેસના સત્તાવાર વલણ સાથે મતભેદ થવાને કારણે પંડિત માલવિયાજી અણે વગેરે કેટલાકે થોડા વખત પછી કૉંગ્રેસથી છૂટા પડીને રાષ્ટ્રીય પક્ષની સ્થાપના કરી. ૧૯૩૪ના ઑક્ટોબરની ૨૬–૨૮મી તારીખોએ રાજેન્દ્રબાબુના પ્રમુખસ્થાને મળેલી મુંબઈ કૉંગ્રેસ પછી ગાંધીજી કૉંગ્રેસના સક્રિય કાર્યમાંથી નિવૃત્ત થયા. ગાંધીજી કૉંગ્રેસના સભ્યપદેથી પણ છૂટા થયા. જો કે છૂટા થતી વખતે તેમણે જાહેર કર્યું કે 'કૉંગ્રેસની વધુ સેવા થઈ શકે એ ખાતર જ હું આ પગલું લઉં છું.' મુંબઈ કૉંગ્રેસે ગાંધીજીના નેતૃત્વ અને અહિંસક અસહકારની પદ્ધતિમાં પોતાની અવિચળ શ્રદ્ધા વ્યક્ત કરવાની સાથે સવિનયભંગની લડતને મોકૂફ રાખવાના નિર્ણયને મંજૂરી આપી.

આમ ૧૯૨૮–૩૨ના વર્ષો દરમિયાન પ્રજાની જાગૃતિ અને ઉત્સાહમાં આવેલો જુવાળ શમીને ૧૯૨૩ પછીનાં વર્ષોની યાદ આપે એવી શિથિલતા દેશના રાષ્ટ્રીય વાતાવરણમાં આવી ગઈ.

---

# ૧૨ બંધારણીય માર્ગે (ઈ. સ. ૧૯૩૪–૩૯)

૧૯૩૦–૩૨નાં વર્ષો પછી પ્રસરેલી શાંતિ ૧૯૨૨–૨૭નાં વર્ષો જેવી ન હતી. પ્રજામાં થાક અને સીધી લડત માટેના ઉત્સાહનો અભાવ નજરે પડતો હતો, પણ બ્રિટિશ સરકાર સામેનો રોષ અને કોંગ્રેસ માટેનો પ્રેમ ઘટવાને બદલે વધ્યો હતો. ૧૯૩૪ના ઓક્ટોબરમાં, લડત પાછી ખેંચાયા પછી ૭ મહિનામાં જ મળેલી મુંબઈ કોંગ્રેસ વખતે પ્રજાએ બતાવેલા ઉત્સાહ ઉપરથી આ હકીકતની પ્રતીતિ થાય છે. કોંગ્રેસને કચડી નાંખવાની લોર્ડ વિલિંગ્ડનની ઇચ્છા પાર પડી નહોતી. કોંગ્રેસે તો પોતાના ત્યાગ અને બલિદાનોથી પ્રજાના હૃદયમાં કાયમનું સ્થાન પ્રાપ્ત કરી લીધું હતું.

આ લડતને અંતે વ્યાપેલી શાન્તિની સાથે બીજી પણ એક મહત્ત્વની વસ્તુ ભળી હતી, જેનો ઉલ્લેખ જરૂરી છે. આ વસ્તુ તે સમાજવાદી પક્ષની સ્થાપના. ત્રીજા આન્તરરાષ્ટ્રીય (થર્ડ ઇન્ટરનેશનલ) સાથે સંબંધ ધરાવતો ગેરકાયદેસર હિંદી સામ્યવાદી પક્ષ તો ઈ. સ. ૧૯૨૫–૨૬ની સાલથી દેશમાં ગુપ્ત રીતે સામ્યવાદી વિચારોનો પ્રચાર કરતો હતો. ૧૯૩૦–૧૯૩૨ની લડત દરમિયાન કેટલાક કોંગ્રેસવાદીઓને ગાંધીજીની લડત માટેની પદ્ધતિથી અસંતોષ થયો હતો. આ લોકોને કાર્લ માર્ક્સની વિચારસરણી હિંદુસ્તાનની પરિસ્થિતિને લાગુ પાડીને દેશની જનતાના જુદા જુદા વર્ગોમા કામ કરવું જોઈએ અને આર્થિક ધોરણ ઉપર શ્રમજીવી વર્ગનું સંગઠન કરવુ જોઈએ, એમ લાગવા માંડ્યુ હતુ. આવા કોંગ્રેસવાદીઓએ શ્રી જયપ્રકાશ નારાયણ, અચ્યુત પટવર્ધન, યુસુફ મહેરઅલી, મીનુ મસાની, આચાર્ય નરેન્દ્રદેવ વગેરેની પ્રેરણા અને આગેવાની નીચે અખિલ હિંદ કોંગ્રેસ સમાજવાદી પક્ષની સ્થાપના કરી. આ પક્ષે કોંગ્રેસની અંદર રહીને સમાજવાદી વિચારસરણીનો પ્રચાર કરવા

માઓ તથા વિદ્યાર્થીઓ અને મજૂરો તથા કિસાનોના સગઠનો ઊભા કરવામા પોતાનુ ધ્યાન પરોવવા માડ્યુ દેશના યુવાનવર્ગમાથી અમુક ભાગે આ પક્ષના કાર્યક્રમમાથી કેટલાક ભેળવવા માડી ગાધીજીએ આ પક્ષના કાર્યક્રમ સાથે પોતાનો મૂળગત મતભેદ જાહેર કરવાની સાથે તેની સ્થાપનાને વધાવી લીધી અને તેની આડે પોતે નહિ આવે એ સ્પષ્ટ કર્યું

સુ ૧૯ કોંગ્રેસ પછી તરત જ વડી ધારાસભાની ચૂ ટણીઓ આવી. કોંગ્રેસના કાર્યકર્તાઓએ પોતાની સામે આવી પડેલા આ કામના ખૂબ ઉત્સાહ બતા યો દેશને ખૂણે ખૂણે કોંગ્રેસના કાર્યકરો કોંગ્રેસના સદેશા સાથે પહોચી ગયા આ ચૂટણીમા કાગ્રેસને મોટી સફળતા મળી કોંગ્રસની સામે ઊભા રહેના ભારે લાગવગ ધરાવનારા ઉમેદવારો પણ નિષ્ફળ નીવડ્યા ઘણાને તા એટના ઓછા મત મળ્યા કે તમની અમાનત પણ જપ્ત થઈ શ્રી ભૂલાભાઈ દેસાઈની આગેવાની નીચે વડી ધારા સભાના કોંગ્રેસપક્ષે પોતાનુ કામ યશસ્વી રીતે શરૂ કર્યુ હિંદ બ્રિટન વચ્ચેના વેપારી કરારનો અન આણ્નો મુંબઈ ખિદમતગારો સામેનો પ્રતિબધ રદ રતો રેલવે ખાત નામજૂર કરતો અને એવા બીજા સખ્યાબધ ઠરાવો ઉપર કોંગ્રેસને સફળતા મળી ૧૯૩૪ના અતમા પાર્લામેન્ટે નીમેલી સયુક્ત સમિતિએ હિંદુસ્તાનને આપવાના સુધારા વિશેનો પોતાનો અહેવાલ બ હાર પાડ્યો જે શ્વેતપત્રની યોજના તરીકે ઓળખાયો કોંગ્રેસે તમાની પ્રાતિક સરકારને લગતા સુધારાની યોજનાને અત્યત અસતાષ કાર અને નિરાશાજનક ગણી ગવર્નરોની અસાધારણ સત્તાઓને વખોડી કાઢી અને હિંદી સરકારને લગતી તમાની સમૂહતત્રની યોજનાને તદ્દન અસ્વી ાર જાહેર કરી ધારાસભામા આ મતલબનો એક ઠરાવ પણ મજૂર થયા જેની તમામ પ્રજાકીય પક્ષોએ તરફેણ કરી

ઈ સ ૧૯૩૫ના જાન્યુઆરીની ૨૬મી તારીખે સ્વાત યદિન દેશભરમા રચનાત્મક કાર્યક્રમ દ્વારા ઉજવવાના આ યો અને ઠેર ઠેર ભરાયેલી સભાઓમા પૂર્ણ સ્વાત ય માટેનો ખાસ ઠરાવ પસાર કરવામા

આવ્યા. પાચમા જ્યૉર્જના રૌપ્ય મહોત્સવ પ્રસંગે કૉંગ્રેસે પ્રજાને તેમાં બિલકુલ ભાગ ન લેવાની સૂચના આપી જેનો પ્રજાએ સુંદર રીતે અમલ કર્યો. ૧૯૩૫ના ફેબ્રુઆરીની ૭મી તારીખ દેશમાં સંયુક્ત સમિતિના અહેવાલ સામે વિરોધદિન તરીકે ઉજવાઈ. એ દિવસે શહેરોમાં તથા દૂર દૂરના ગામડાઓમાં પણ સભાઓ ભરવામાં આવી; અને વિરોધના ઠરાવો પસાર કરવામાં આવ્યા.

૧૯૩૫ના ડિસેમ્બરમાં કૉંગ્રેસની સ્થાપનાને પચાસ વર્ષ પુરાં થતાં હોઈ, કૉંગ્રેસનો સુવર્ણ મહોત્સવ ઉજવવાનું નક્કી કરવામાં આવ્યું. સમસ્ત દેશમાં આ પ્રસંગ ખૂબ ઉત્સાહપૂર્વક ઉજવવામાં આવ્યો. કૉંગ્રેસ માટેનો પોતાનો ઊંડો પ્રેમ અને વફાદારી જનતાએ આ પ્રસંગે સ્પષ્ટપણે વ્યક્ત કરી આપ્યાં.

૧૯૩૬ના ફેબ્રુઆરીમાં પંડિત જવાહરલાલના પ્રમુખસ્થાને લખનૌ કૉંગ્રેસ મળી. જવાહરલાલે સમાજવાદી વિચારોની અસરવાળું વ્યાખ્યાન પ્રમુખસ્થાનેથી આપ્યું. આજ વર્ષમાં નવા બંધારણ પ્રમાણેની પ્રાંતિક ધારાસભાઓની ચૂંટણીઓ આવી. પ્રજાએ પોતાનો સંપૂર્ણ સાથ કૉંગ્રેસને આપ્યો. અગિયારમાંથી છ પ્રાંતોમાં કૉંગ્રેસના સભ્યો ભારે મોટી બહુમતીમાં ચૂંટાઈ આવ્યા, અને બાકીના પ્રાંતોમાં પણ સામાન્ય બેઠકોમાંથી ઘણીખરી કૉંગ્રેસે કબજે કરી. ૧૯૩૬ના ડિસેમ્બરમાં પંડિત જવાહરલાલના જ પ્રમુખસ્થાને ફૈજપુર કૉંગ્રેસ મળી. આ કૉંગ્રેસમાં ખેડૂતોનું હક્કનામું (ઍગ્રેરિયન ચાર્ટર) પસાર કરીને આર્થિક કાર્યક્રમની બાબતમાં કૉંગ્રેસે એક ડગ આગળ ભર્યું.

૧૯૩૭ના એપ્રિલની ૧લી તારીખથી નવા બંધારણ પ્રમાણે ચૂંટાયેલી પ્રાંતિક ધારાસભાઓનું કામકાજ શરૂ થવાનું હોઈ, દેશભરમાં એ દિવસ બંધારણવિરોધી દિન તરીકે ઉજવવામાં આવ્યો. ઠેર ઠેર સભાઓ ભરીને બંધારણને તોડી પાડવાનો પ્રજાનો નિરધાર જાહેર કરવામાં આવ્યો. તે દિવસનાં સરઘસોમાં બંધારણવિરોધી સૂત્રોની ઘોષણાઓ

ફેરવામાં આવી. આ અરસામાં પ્રાંતિક સરકારના પ્રધાનપદો સ્વીકારવાં કે કેમ એ વિષે ચર્ચાઓ ઉપસ્થિત થઈ. કોંગ્રેસમાં આ મુદ્દા વિષે તીવ્ર મતભેદો હતા. અને ગવર્નરની દરમિયાનગીરીની સત્તાનો ઉપયોગ નહિ થાય એવી બાંહેધરી સરકાર તરફથી ન મળે તો પ્રધાનપદો નહિ સ્વીકારવાનો નિર્ણય ગાંધીજીની સલાહથી કોંગ્રેસે કર્યો. આથી સરકારને ટેકો આપનારી છૂટીછવાઈ વ્યક્તિઓની મદદ વડે પ્રાંતોમાં પૂતળાપ્રધાનમંડળો રચવામાં આવ્યાં. પ્રજા અને ધારાસભાના ટેકા વગરનાં આ પ્રધાનમંડળો ધારાસભાઓનો સામનો કરવાની હિંમત ન કરી શક્યાં. છેવટે રોજબરોજના કામમાં દખલગીરી નહિ કરવાની સરકારની ઇચ્છાની, વાઈસરૉય લૉર્ડ લિનલિથગોની જાહેરાતમાંથી પ્રતીતિ થવાથી, કોંગ્રેસે પ્રધાનપદાનો સ્વીકાર કરવાનો ઠરાવ કર્યો. મદ્રાસ, મુંબઈ, સંયુક્ત પ્રાંતો, બિહાર, મધ્યપ્રાંતો અને સરહદ પ્રાંતમાં કોંગ્રેસના પ્રધાનમંડળો સ્થપાયાં. આ પછી ઓરિસ્સા અને આસામમાં પણ કેટલાક વખત પછી કોંગ્રેસ પ્રધાનમંડળો સ્થપાયાં. પ્રધાનમંડળોના કામમાં એકસૂત્રતા જળવાઈ રહે એ માટે મૌલાના આઝાદ, રાજેન્દ્રબાબુ અને સરદાર વલ્લભભાઈની એક પાર્લમેન્ટરી બોર્ડ સ્થાપવામાં આવી.

કોંગ્રેસના પ્રધાનમંડળોને પાગનાર ખુરશીઓ વચ્ચે કામ કરવાનું હતું. તેમને મળેલી સત્તા ઉપર અનેક નિયંત્રણો હતાં અને તેથી તેમનું કાર્યક્ષેત્ર ખૂબ મર્યાદિત હતું. અનેક નોકરીઓ અને બીજી ઘણી મહત્ત્વની બાબતોમાં માથું મારવાનો તેમને અધિકાર જ ન હતો. આ મુશ્કેલીઓ છતાંય પ્રધાનમંડળોએ પોતાનું કામકાજ ઠીક ઠીક સંતોષકારક રીતે આગળ ધપાવ્યું. કરાચી કોંગ્રેસના ઠરાવમાં જાહેર કર્યા મુજબ કોંગ્રેસના પ્રધાનોએ હજારો રૂપિયાની રકમના ભારે પગારો લેવાને બદલે પોતાના પગારનું ધોરણ દેશની ગરીબાઈને શોભે એ રીતે મહિને પાંચસો રૂપિયાનું જ રાખ્યું. પ્રધાનમંડળોએ પોતાના અમલ દરમિયાન ગણોતનો કાયદો (ટેનન્સી બિલ) શાહુકારી ધારો અને ખેડૂતોને રાહત આપનારા બીજા કાયદાઓ, મજૂરોને લગતો ઔદ્યોગિક ઝઘડાઓનો કાયદો (ઇન્ડસ્ટ્રિયલ

(ડિસ્પ્યુટ્સ ઍક્ટ) અને બીજા અનેક લોકોપયોગી કાયદાઓ પસાર કરાવ્યા. કોંગ્રેસ સરકારોએ ગ્રામોદ્ધારના પ્રશ્નોમાં ખાસ રસ લીધો. ગામડાંની ખેતીની ખીલવણી માટે, કૂવાતળાવો ખોદાવવા માટે, ગ્રામસફાઈ માટે, રસ્તાઓ બાંધવા માટે, પશુઓ માટેના ગોચરની જમીન માટે નાણાંની મદદ અને બીજી સગવડો કરી આપી. હરિજનોને રાહત આપવા માટે પણ પગલાં લેવામાં આવ્યાં. કેળવણીની પ્રથામાં ક્રાન્તિકારી ફેરફારો કરવાના ઉદ્દેશથી કોંગ્રેસ સરકારોએ 'વર્ધા શિક્ષણ યોજના' નામે પ્રાથમિક કેળવણીની યોજનાનો સ્વીકાર કર્યો. ગાંધીજીની પ્રેરણાથી ડૉ. ઝાકીરહુસેન, કાકાસાહેબ કાલેલકર વગેરે વિદ્વાનોની સમિતિએ ઘડી કાઢેલી આ યોજનામાં, ઉદ્યોગ દ્વારા શિક્ષણ આપવાના સિદ્ધાંતનો પાયારૂપે સ્વીકાર કરવામાં આવ્યો હતો. અંગ્રેજી બાદ કરતાં આજના મેટ્રિકના અભ્યાસક્રમનો જેમાં સમાવેશ થાય છે એવું પાયાનું શિક્ષણ, મફત અને ફરજિયાત આપવાની તેમાં જોગવાઈ હતી. વર્ધા યોજના પ્રમાણેની શાળાઓ ચલાવવાના પ્રયોગો જુદી જુદી પ્રાંતિક સરકારોએ શરૂ કર્યા. આ બધાં કાર્યો ઉપરાંત કોંગ્રેસ સરકારોએ આદરેલું સૌથી મહત્ત્વનું અને હિંમતભર્યું કામ તો દારૂનિષેધનું હતું. દેશના શ્રમજીવી વર્ગના લોકોને ચૂસનાર, પૈસો, પ્રાણ અને પ્રતિષ્ઠાને એકસરખી રીતે હાનિ પહોંચાડનાર, આરોગ્યનો નાશ કરવાની સાથે ચારિત્ર્યનો પણ નાશ કરી શ્રમજીવી વર્ગના કુટુંબજીવનને કલુષિત કરનાર દારૂના દૈત્ય સામેની કોંગ્રેસ સરકારોએ ઉપાડેલી જેહાદ, અમેરિકાની સરકારે આદરેલા દારૂબંધીના અખતરાની યાદ આપે તેવી, પણ તેથી વધુ સફળ નીવડી. દારૂબંધીની હિમાયત તો કોંગ્રેસ પહેલેથી જ કરતી આવી હતી. પોતાના હાથમાં પ્રાંતોની સરકારો આવતાં, દારૂમાંથી મળતી ભારે મોટી ઊપજને ઠોકરે મારીને આદરેલી દારૂબંધીની હિલચાલ, એ કોંગ્રેસ સરકારોને ફાળે નોંધાયેલું સૌથી યશસ્વી કાર્ય લેખાશે. મુંબઈ અને અમદાવાદ જેવાં કામદારોની વસતીવાળાં મોટાં શહેરોમાં અને સાલેમ

જેના ગ્રામ્ય વિસ્તારોમાં દારૂબંધીનો અખતરો શરૂ કરવામાં આવ્યો, અને પ્રજાના ઉત્સાહને કારણે તેને સુંદર સફળતા મળી.

કૉંગ્રેસ સરકારોના અમલ દરમિયાન ૧૯૩૦-૩૨ની લડતો વખતે જપ્ત થયેલી જમીનો તેના મૂળ માલિકોને પાછી સોંપવામાં આવી. "તમારી જમીનો બારણાં ઠોકતી પાછી આવશે" એવું સરદાર વલ્લભભાઈએ લડત દરમિયાન તેમના ભાષણમાં કહ્યું હતું તે આ રીતે સાચું પડ્યું.

ઈ. સ. ૧૯૩૮ના ફેબ્રુઆરીમાં શ્રી સુભાષચંદ્ર બોઝના પ્રમુખસ્થાને હરિપુરા કૉંગ્રેસ મળી. પ્રજાએ આ કૉંગ્રેસ વખતે અપૂર્વ ઉત્સાહ બતાવ્યો. કુલ સાત લાખ જેટલા માણસો, આ કૉંગ્રેસ અને તેની સાથેના પ્રદર્શનો જોઈ ગયા. હરિપુરા કૉંગ્રેસ વખતે જ બિહાર અને સંયુક્ત પ્રાંતોમાં રોજબરોજના કામકાજમાં ગવર્નરોએ દખલ કરવાથી કૉંગ્રેસ પ્રધાનમંડળોએ રાજીનામાં આપી દેવાની તૈયારી બતાવી અને બંધારણીય કટોકટીના સંજોગો ઊભા થયા, પણ છેવટે બંને પ્રાંતોમાં સરકારે નમતું જોખવાથી કટોકટી ટળી ગઈ. આ પછી કૉંગ્રેસપ્રધાનમંડળોનું કામ અબાધિત ચાલુ રહ્યું. બિહાર અને સંયુક્ત પ્રાંતની કટોકટી વેળાએ કૉંગ્રેસે બતાવી આપ્યું હતું કે સ્વમાનને ભોગે હોદ્દા ઉપર ચોંટી રહેવાની તેની જરા પણ તૈયારી નથી. આથી ત્યારપછીના પ્રધાનમંડળોના કામકાજમાં માથું મારવાની હિંમત ગવર્નરો કરતા ન હતા.

કૉંગ્રેસનું બળ અને જનતા ઉપરનો તેનો પ્રભાવ આ બધો સમય દરમિયાન ઝડપભેર વધતા જતા હતા. કૉંગ્રેસની સભ્યસંખ્યા ચાળીસ લાખ ઉપર પહોંચી ગઈ હતી અને તેના મહામંત્રી આચાર્ય કૃપાલાનીએ કહ્યું હતું તેમ, કૉંગ્રેસ દુનિયાની સૌથી મોટી લોકશાહી રાજકીય સંસ્થા બની હતી. બ્રિટિશ સરકાર વહેલીમોડી જશે, અને તેનું સ્થાન કૉંગ્રેસ જ લેશે, એવું પણ ઘણાને લાગતું હતું. આથી જનતા ઉપર કૉંગ્રેસનો પ્રભાવ વધવા પામ્યો, પણ સાથે સાથે તકવાદી અને સ્વાર્થપ્રેરિત તત્ત્વોએ પણ તેમાં ઘૂસવાનો પ્રયત્ન કરવા માંડ્યો. આને પરિણામે કૉંગ્રેસની

એકતા અને તેના ક્રાન્તિકારી સ્વરૂપને હાનિ પહોંચે એવો ભય ઊભો થયો. બંધારણીય પ્રવૃત્તિઓથી જ સ્વરાજ્ય પ્રાપ્ત થઈ શકશે અને લડત કાયમને માટે ટાળી શકાશે, એવી પણ એક વૃત્તિનો ઉદય થયો. નવા સુધારાઓ અનુસાર પ્રધાનોને સાચી સત્તા તો મળી જ ન હતી, અને આવી અધૂરી સત્તાથી પ્રજાનું સાચું હિત સાધવાનું અશક્ય હતું; એ વાત આવી વૃત્તિ ધરાવનારા વર્ગના ધ્યાન બહાર રહી ગઈ. ગાંધીજીએ કૉંગ્રેસની શુદ્ધિ માટે 'હરિજન'માં લેખો લખીને કૉંગ્રેસવાદીઓનું ધ્યાન દોરવા માંડ્યું.

કોમીવાદનું વધતું જતું બળ, એ કૉંગ્રેસ અને રાષ્ટ્રીય આઝાદી માટેની લડત સામેનું બીજું ખતરનાક તત્ત્વ હતું. કૉંગ્રેસનું વધતું જતું બળ જોઈને સરકારે તેની સામે અવરોધક બળો તરીકે કોમીવાદનાં અને બીજાં પ્રગતિવિરોધી તત્ત્વોને ઉત્તેજન આપવા માંડ્યું હતું. મિ. જિન્નાની આગેવાની હેઠળની મુસ્લિમ કોમીવાદી સંસ્થા મુસ્લિમ લીગની લાગવગ આ વખતે વધવા માંડી હતી. એક વખતના રાષ્ટ્રવાદી જિન્ના હવે કટ્ટર કોમીવાદી બન્યા હતા. મુસ્લિમ લીગના આગેવાનોમાં નવાબો, જમીનદારો અને ખિતાબધારીઓ જ હતા, પણ મુસ્લિમ કોમની નિરક્ષરતાને કારણે તેમને ધર્મના નામે સંગઠિત કરવામાં લીગને ઠીક ઠીક સફળતા મળી. ડૉ. આંબેડકર અને બીજા કોમીવાદી તત્ત્વોને પણ સરકારે, કૉંગ્રેસની સામે ઊભા કરવાના પ્રયાસો આદર્યા.

ઈ. સ. ૧૯૩૮–૩૯ના વર્ષોમાં હિંદી રાજસ્થાનોમાં ખૂબ જાગૃતિ આવી. કૉંગ્રેસે દેશી રાજ્યો અને બ્રિટિશ હિંદની પ્રજા વચ્ચેની એકતાનો સ્વીકાર કરવાની સાથે દેશી રાજ્યોની વિશિષ્ટ પરિસ્થિતિ ધ્યાનમાં લઈને ત્યાં કૉંગ્રેસને નામે કામ નહિ કરવાનું નક્કી કર્યું. આથી કૉંગ્રેસી કાર્યકર્તાઓએ દેશી રાજ્યોમાં પ્રજામંડળ જેવી સંસ્થાઓ ઊભી કરી કાર્ય કરવા માંડ્યું. રાજસ્થાની પ્રજાઓએ જવાબદાર રાજ્યતંત્રની માગણી કરી અને એ અથવા બીજા મુદ્દાઓ પર લડતો આપી. મ્હૈસુર,

ત્રાવણકોર, ધેનકેનાલ (ઓરિસ્સા), રાજકોટ, લીંમડી વગેરે રાજ્યોની લડતો આમાં નોંધપાત્ર છે. મ્હૈસૂરમાં સરદાર વલ્લભભાઈની દરમિયાનગીરીથી બન્ને પક્ષો વચ્ચે કામચલાઉ સમાધાન થયું. ત્રાવણકોરમાં ફરીફરીને લડતો ઊપડી અને રાજ્યના સંખ્યાબંધ કોંગ્રેસી કાર્યકર્તાઓએ જેલનિવાસ સેવ્યો. ધેનકેનાલમાં પ્રજા ઉપર ખૂબ અત્યાચારો થયા જેને પરિણામે પ્રજાના કેટલાક ભાગે પાસેના કોંગ્રેસી પ્રદેશમાં હિજરત કરી. લીંમડીમાં પ્રજા ઉપર ઘોર અત્યાચારો થવાને પરિણામે પ્રજાએ અમદાવાદ જિલ્લામાં હિજરત કરી. રાજકોટની લડત ખૂબ ઉગ્ર બની. તેનું સુકાન સરદાર વલ્લભભાઈએ સંભાળ્યું. સેંકડો કાર્યકર્તાઓ ગિરફતાર થયા, પણ તેમનું સ્થાન લેવા માટે દેશભરમાંથી સ્વયંસેવકોની ટુકડીઓ ઊભરાવા લાગી. આ સ્વયંસેવકો ઉપર જાતજાતના અમાનુષી અત્યાચારો કરવામાં આવ્યા. પણ પ્રજા મક્કમ રહેવાથી છેવટે સરદાર વલ્લભભાઈને મુંબઈથી એરોપ્લેનમાં બોલાવીને સમાધાન કરવામાં આવ્યું. થોડા વખત પછી રાજ્યે સમાધાનનો છડેચોક ભંગ કરવાથી લડત ફરીને ઊપડી. આ વખતે પણ પ્રજાએ મક્કમ સામનો કર્યો, પણ રાજ્યના દમનની ક્રૂરતાએ માઝા મૂકી. છેવટે ગાંધીજી ત્યાં ગયા. ગાંધીજીએ પોતાના રાજકોટ રાજ્ય સાથેના પુરાણા સંબંધોને કારણે ત્યાંનો રાજા પોતે કરેલા સમાધાનનો આવી શરમભરેલી રીતે ભંગ કરે એ અસહ્ય ગણીને અપવાસ આદર્યા. અપવાસને પાંચમે દિવસે તેમની તબિયત લથડી. દેશભરમાંથી જુદાં જુદાં મંડળો અને કોંગ્રેસપ્રધાનમંડળોએ વાઈસરૉયને આ મામલામાં વચ્ચે પડવાની વિનંતિ કરી અને છેવટે વાઈસરૉયની દરમિયાનગીરીથી અપવાસનો અંત આવ્યો. આ તકરારને લવાદી ઉપર લઈ જવા માટે ગાંધીજીએ વાઇસરૉયની મદદ માગી હતી. એ માગણીમાં પાછળથી એમને પોતાની ભૂલ દેખાઈ.

રાજકોટની લડત ચાલુ હતી એ દરમિયાન જ, કોંગ્રેસના પ્રમુખ-સ્થાન માટે શ્રી સુભાષચંદ્ર બોઝે ફરીને ઉમેદવારી નોંધાવવાથી કોંગ્રેસમાં આંતરિક કટોકટી ઊભી થઈ. ૧૯૩૯ના ફેબ્રુઆરીમાં ત્રિપુરી કોંગ્રેસના,

પ્રમુખપદ માટે શ્રી સુભાષચંદ્ર બોઝે ફરીને ઉમેદવારી નોંધાવી, જ્યારે તેમની સામે 'કોંગ્રેસનો ઇતિહાસ'ના લેખક અને આંધ્રના કાર્યકર્તા ડૉ. પટ્ટાભી સીતારામૈયા ઊભા હતા. કોંગ્રેસની કાર્યવાહક સમિતિના મોટા ભાગના સભ્યો ડૉ પટ્ટાભી ચૂંટાય એની તરફેણના હતા. ચૂંટણીમાં સુભાષબાબુને વિજય મળવાથી કાર્યવાહક સમિતિના શ્રી શરદ્ચંદ્ર બોઝ અને પં. જવાહરલાલ નહેરૂ સિવાયના બધા સભ્યો રાજીનામાં આપીને છૂટા થયા જવાહરલાલ બન્ને પક્ષથી અલગ રહ્યા. ગાંધીજીએ ડૉ. પટ્ટાભીની હારને પોતાની હાર તરીકે ગણાવવાથી પરિસ્થિતિમાં પલટો આવ્યો. સુભાષબાબુ નવી કાર્યવાહક સમિતિની રચના કરી શક્યા નહિ. ત્રિપુરી કોંગ્રેસ ભારે તંગ વાતાવરણમાં મળી. આજ વખતે એક તરફ ગાંધીજીના ઉપવાસ ચાલુ હતા, બીજી બાજુ આંતરિક ખટપટી. ત્રિપુરી કોંગ્રેસ પછી થોડા જ વખતમાં કલકત્તામા મળેલી કોંગ્રેસ મહાસમિતિમાં સુભાષબાબુએ કોંગ્રેસના પ્રમુખસ્થાનેથી રાજીનામુ આપ્યું. તેમની જગાએ મહાસમિતિએ રાજેન્દ્રબાબુને ચૂંટી કાઢયા. સુભાષબાબુએ હવે પ્રાગતિક સંઘ (ફૉરવર્ડ બ્લૉક) નામે એક પક્ષની કોંગ્રેસમાં સ્થાપના કરી, પણ તેને બંગાળ સિવાય બીજા પ્રાંતોમા ગણનાયોગ્ય ટેકો મળ્યો નહિ.

---

# ૧૩ ચાલુ વિશ્વયુદ્ધ અને કૉંગ્રેસ (૧૯૩૯–૪૦)

ઈ સ ૧૯૩૯ના સપ્ટેમ્બરની ૩જી તારીખે યુરોપમાં મહાયુદ્ધની જ્વાળાઓ સળગી ઊઠી બ્રિટન અને ફ્રાન્સ, જર્મની સામે મેદાને પડ્યા યુદ્ધ શરૂ થવાની સાથે જ, વાઈસરૉય લૉર્ડ લિનલિથગોએ પ્રાંતિક સરકારો કે ધારાસભાઓને પૂછ્યાગાછ્યા વગર, હિંદને જર્મની સામે યુદ્ધમાં પડેલું જાહેર કરી દીધું

હિંદી પ્રજાની સંમતિ વગર હિંદુસ્તાનને યુદ્ધમાં સંડોવી દેવાના બ્રિટિશ સરકારના આ પગલા સામે કૉંગ્રેસ અને દેશના બીજા તમામ પક્ષોએ વિરોધ જાહેર કર્યો કૉંગ્રેસે તો આ પહેલાં જ અનેકવાર ફૅસિઝમ અને આક્રમણનો સ્પષ્ટ અને જોરદાર વિરોધ કર્યો હતો એબિસીનિયા પરના ઇટાલીના હીચકારા હુમલા વખતે, ચીન ઉપરના જાપાની આક્રમણ વખતે, અને સ્પેનિશ આંતરયુદ્ધ વખતે કૉંગ્રેસે ફૅસિઝમ અને આક્રમણનો સખ્ત વિરોધ કર્યો હતો, તેમ જ બ્રિટિશ સરકારે એ વખતે ફૅસિઝમવિરોધી બળો પ્રત્યે દાખવેલી ઢીલ અને સહાનુભૂતિ વગરની વલણ માટે અસંતોષ વ્યક્ત કર્યો હતો પણ બ્રિટિશ સરકારે પોતાના શાહીવાદી સ્વાર્થોને ટકાવી રાખવા માટે આવા દરેક પ્રસંગે આક્રમણ પ્રત્યે તટસ્થતા અને આડકતરી સહાનુભૂતિ બતાવ્યા હતા ૧૯૩૮–૩૯ની સાલમાં જર્મની ઑસ્ટ્રિયા ચેકોસ્લોવેકિયા વગેરેને ગળી ગયું ત્યાં સુધી, બ્રિટિશ સરકારે 'મ્યૂનિક કરાર' કરીને પોતાની પુરાણી નીતિ જ ચાલુ રાખી પણ છેવટે રશિયા અને જર્મની વચ્ચે કરાર થયા પછી જર્મનીએ પોલૅન્ડ ઉપર હુમલો કર્યો ત્યારે બ્રિટને યુરોપમાંના પોતાના હિતો અને પોતાનું સામ્રાજ્ય જાળવી રાખવા માટે જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું

હિંદી પ્રજાની સંમતિ લેવાની જરા પણ દરકાર કર્યા વગર હિંદુસ્તાનને યુદ્ધમાં સંડોવવાના બ્રિટિશ સરકારનાં પગલાંથી, તેની શાહીવાદી દાનત વિષેની હિંદુસ્તાનની શંકા દઢ થઈ. કોંગ્રેસે અગાઉ અનેકવાર જાહેર કર્યું હતું તેમ, તે કોઈ પણ પ્રકારના સામ્રાજ્યવાદની વિરોધી હતી, પછી તે બ્રિટનનો હો કે જર્મનીનો. કોંગ્રેસ, ફેસિઝમ અને શાહીવાદ બન્નેની વિરોધી હતી. ફેસિસ્ટ આક્રમણનો વિરોધ કરવાની સાથે સામ્રાજ્યવાદી યુદ્ધોનો પણ, કોંગ્રેસ ઈ. સ. ૧૯૩૫થી સાવચી સતત વિરોધ કરતી આવી હતી. શાહીવાદી યુદ્ધમાં કોંગ્રેસને રસ ન હતો, પણ યુદ્ધ જો દુનિયાના ગુલામ અને કચડાયેલા દેશોની આઝાદી માટે લડાવાનું હોય તો તેમાં સાથ આપવાને કોંગ્રેસ તત્પર હતી. કોઈ પણ પ્રકારના સામ્રાજ્યવાદી યુદ્ધમાં હિંદુસ્તાનને સંડોવવાનો પ્રયત્ન થશે તો કોંગ્રેસ તેનાથી દૂર રહેવાની હિંદી જનતાને હાકલ કરશે, એમ પણ કોંગ્રેસ સ્પષ્ટ કરતી આવી હતી.

કોંગ્રેસ જેટલી ફેસિસ્ટવિરોધી હતી, એટલી જ સામ્રાજ્યવાદવિરોધી હતી એ અત્યંત સૂચક હકીકત સ્પષ્ટપણે સમજી લીધા પછી કોંગ્રેસની યુદ્ધ દરમિયાનની સમગ્ર નીતિનો ક્યાસ કાઢવાનું સરળ બની જશે. ફેસિસ્ટવિરોધી અને સામ્રાજ્યવાદવિરોધી બન્ને પ્રવાહો કોંગ્રેસની રાજનીતિના મૂળભૂત અંગો તરીકે સાથે વહ્યા છે, એટલું જ નહિ પણ એક બીજામાં ઓતપ્રોત બની ગયા છે. એકબીજા સાથે સંકળાયેલા આ બન્ને પ્રવાહોમાંથી જ, યુદ્ધ દરમિયાન સરકારને નૈતિક ટેકો આપવાની વૃત્તિ, ફ્રાન્સના પતન પછી કરવામાં આવેલી પૂના ઑફરમાંની અહિંસાને ભોગે પણ સક્રિય સાથ આપવાની આતુરતા, પૂના ઑફરને ઘુતકારી નાંખતાં આવતાં વ્યક્તિગત સત્યાગ્રહનું આંદોલન અને તેની સાથે બ્રિટનને નહિ મૂંઝવવાની નીતિ, ફરીને ચાલુ જાપાની આક્રમણ શરૂ થતાં દેશના બચાવ માટે યુદ્ધમાં ભાગ લેવાની તત્પરતા, અને ત્યાર પછી ક્રિપ્સ ઑફર દ્વારા રાષ્ટ્રની છિન્નભિન્ન થયેલી આશાઓ અને ભગ્ન થયેલી મનોદશાના પ્રત્યાઘાત રૂપે તથા સંપૂર્ણ સ્વતંત્રતા માટેની રાષ્ટ્રની

આકાંક્ષાઓ સિદ્ધ કરવા માટે ઊભી થયેલી "ચલે જાવ"ની વિશાળ પાયા ઉપરની સામુદાયિક લડત ઊગમ પામ્યાં છે. ફૅસિઝમ સામેના યુદ્ધમાં પોતાનો સાથ આપવાને કૉંગ્રેસ સદાય તત્પર રહી છે, પણ સાચી સત્તા જ્યારે હિંદી પ્રજાને સોંપવામાં આવે ત્યારે જ આ બની શકે એમ પણ તેણે હમેશાં જાહેર કર્યું છે. "બ્રિટનની મુસીબત એ આપણી તક છે" એવું વલણ લેવાની કે બ્રિટનની કટોકટીને ટાણે સોદો કરી લેવાની પણ કૉંગ્રેસની ઇચ્છા ન હતી. યુદ્ધ અગાઉ ચીનની મુલાકાતે ગયેલા પંડિત જવાહરલાલે, યુદ્ધ શરૂ થતા જ હિંદમાં પાછા ફરતાં રંગૂનમાંને બહાર પાડેલા તેમના પ્રથમ નિવેદનમાં જાહેર કર્યું હતું તેમ, બ્રિટનની મુશ્કેલીઓનો યુદ્ધમાં લાભ લેવાની કૉંગ્રેસની ઇચ્છા ન હતી.

સપ્ટેમ્બરના બીજા અઠવાડિયામાં મળેલી કૉંગ્રેસની કાર્યવાહક સમિતિના ઠરાવમાં સ્પષ્ટપણે જાહેર કરવામાં આવ્યું કે, દુનિયાની આઝાદીને નામે લડાઈ રહેલા આ યુદ્ધમાં હિંદુસ્તાન ત્યારે જ સાથ આપી શકે જ્યારે આઝાદીનો સિદ્ધાંત તેને પોતાને પણ લાગુ પાડવામાં આવે. કાર્યવાહક સમિતિએ બ્રિટિશ સરકારને લોકશાહી, સામ્રાજ્યવાદ અને નૂતન વિશ્વરચનાને લગતી પોતાની યુદ્ધનેમો અસંદિગ્ધ ભાષામાં જાહેર કરી દેવાને જણાવ્યું, એટલું જ નહિ, પણ આ યુદ્ધનેમો આ ક્ષણે કેવી રીતે અમલમાં મુકાવાની છે, તે પણ જાણવા માગ્યું. સમિતિએ જણાવ્યું કે યુદ્ધ જો સામ્રાજ્યવાદી હક્કો, સંસ્થાનો અને સ્થાપિત હિતોને જાળવી રાખવા માટે લડાવાનું હોય, તો હિંદને તેમાં કાંઈ લાગતુંવળગતું નથી, પણ જો યુદ્ધ લોકતંત્રપર રચાયેલી વિશ્વરચનાની સ્થાપના માટે હોય, તો હિંદને તેમાં ભારે રસ છે. કૉંગ્રેસ કાર્યવાહક સમિતિના આ ઐતિહાસિક ઠરાવે સમગ્ર દુનિયાનું ધ્યાન કૉંગ્રેસ તરફ દોર્યું. યુદ્ધ જો લોકશાહી માટે જ હોય તો બ્રિટિશ સરકાર સાથેનો પોતાનો જૂનો ઝઘડો ભૂલીને યુદ્ધમાં ભાગ લેવાની પોતાની તત્પરતા કૉંગ્રેસે બતાવી આપી, પણ બ્રિટિશ સરકારને પોતાની પુરાણી શાહીવાદી નીતિ છોડવી ન હતી. વાઇસરૉય લૉર્ડ લિનલિથગોએ યુદ્ધહેતુઓની જાહેરાત કરવાને

હવે ગાંધીજીથી માંડીને દેશના જુદા જુદા વર્ગો અને પક્ષોના નેતાઓને એક પછી એક મળવાની શરૂઆત કરી. બધા મળીને બાવન 'નેતાઓ'ને તેમણે મુલાકાત આપી અને છેક દોઢ મહિનો વીતાવ્યા બાદ, ઑક્ટોબરની ૧૭મી તારીખે તેમણે એક નિવેદન બહાર પાડ્યું. ચાર હજાર શબ્દોના આ નિવેદનમાં, વાઇસરૉયે છેલ્લાં પચીસ વર્ષોથી બ્રિટિશ સરકાર તરફથી દેવાતાં આવેલાં વચનો અને જાહેરાતોનો પુનરુચ્ચાર કર્યો અને યુદ્ધને અંતે આપવામાં આવનાર સુધારાઓની વિચારણામાં જુદી જુદી કોમો, પક્ષો અને હિતોના પ્રતિનિધિઓ તથા દેશી રાજવીઓની સલાહ લેવામાં આવશે એવી ખાતરી આપી. લડાઈ દરમિયાન યુદ્ધસંચાલન અને તેને લગતા પ્રશ્નો વિશે વાઇસરૉયને સલાહ આપવા માટે જુદા જુદા રાજકીય પક્ષોના પ્રતિનિધિઓની બનેલી એક સલાહકારક સમિતિ સ્થાપવાની તૈયારી તેમણે વ્યક્ત કરી. વાઇસરૉયના આ નિવેદનથી હિંદુસ્તાનમાં કૉંગ્રેસને તો શું પણ બીજી એક પણ સંસ્થાને સંતોષ થયો નહિ. ભાવિને લગતા બ્રિટિશ સરકારના વચનોમાં આટલાં વર્ષોના અનુભવ પછી, કોઈનો વિશ્વાસ રહ્યો ન હતો અને યુદ્ધ દરમિયાન કશી સત્તા છોડવાની તૈયારી આ નિવેદનમાં દેખાતી ન હતી. કૉંગ્રેસ કાર્યવાહક સમિતિએ આ નિવેદનને પૂર્ણપણે નિરાશાજનક ગણ્યું અને ૧૯૩૯ના નવેમ્બરની ૯ મી તારીખ સુધીમાં તો આઠે પ્રાંતોમાંની કૉંગ્રેસ સરકારોએ રાજીનામાં આપી દીધાં.

આમ સવા બે વર્ષ પછી કૉંગ્રેસ ફરી બળવાને પંથે વળી. બ્રિટિશ સરકારે મિ. જિન્નાને હથિયાર બનાવીને ઊભી થયેલી કટોકટીને કોમી-રૂપ આપવાનો પ્રયત્ન આદર્યો. જુદી જુદી કોમો અને પક્ષો વચ્ચે એકતા સ્થપાવા ઉપર જ મડાગાંઠનો અંત અવલંબી રહ્યો હોય એવી રીતે વાઇસરૉય અને હિંદી વજીર હવે બોલવા લાગ્યા. કૉંગ્રેસે આ બહાનાનો સખત ઇનકાર કર્યો. કૉંગ્રેસને મન મડાગાંઠ સંપૂર્ણપણે રાજકીય હતી અને કોમી સવાલ જોડે તેને કાંઈ સંબંધ ન હતો.

આખી દુનિયામાં યુદ્ધની આગ સળગી હોય અને તેમાં હિંદુસ્તાનને અનિચ્છાએ ઘસડવામાં આવ્યું હોય ત્યારે કોંગ્રેસ માટે નિષ્ક્રિય બેસી રહેવાનું તો શક્ય જ ન હતું. કોંગ્રેસ પ્રધાનમંડળોનાં રાજીનામાં અપાવીને કોંગ્રેસે પહેલું પગલું તો ભરી લીધું હતું. હવે કોંગ્રેસે 'બીજા પગલા'ની વાત કરવા માંડી. ઈ. સ. ૧૯૪૦ના ફેબ્રુઆરીમાં મૌલાના આઝાદના પ્રમુખસ્થાને મળેલી રામગઢ કોંગ્રેસમાં સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરવામાં આવ્યું કે, કોંગ્રેસવાદીઓ અને જેઓ કોંગ્રેસના પ્રભાવ નીચે છે તેઓ યુદ્ધના સંચાલનમાં માણસ, નાણાં અને સાધનો વડે મદદ આપી શકશે નહિ." પરદેશી ધૂંસરીમાંથી હિંદને છોડવવાના કોંગ્રેસના નિરધારનો અમલ, સવિનય કાનૂનભંગથી કરવાનું પણ નક્કી કરવામાં આવ્યું. આ દરમિયાન કોંગ્રેસવાદીઓ અને યુદ્ધનો વિરોધ કરનારા બીજાઓ થોકબંધ પકડાવા માંડ્યા હતા અને દમનના નવા નવા કાયદાઓ અને ફતવાઓ બહાર પડવા માંડ્યા હતા.

બીજી બાજુએ યુરોપનું યુદ્ધ ઝડપભેર કટોકટીએ પહોંચવા લાગ્યું. ૧૯૪૦ના એપ્રિલમાં નોર્વેનું, મેમાં હોલેંડ અને બેલ્જિયમનું, અને જૂનમાં ફ્રાન્સનું પતન થતાં, ઇંગ્લંડમાં ચેમ્બરલેનની સરકાર ઊથલી પડી અને તેનું સ્થાન ચર્ચિલની સરકારે લીધું. ફ્રાન્સનું પતન અને યુરોપીય યુદ્ધની કરુણ ઘટનાઓએ કોંગ્રેસની કાર્યવાહક સમિતિ ઉપર ઊંડી અસર કરી. રાષ્ટ્રિય મુક્તિના પ્રશ્નની સાથે બાહ્ય આક્રમણ સામે દેશના બચાવનો પ્રશ્ન પણ તેણે વિચારવા માંડ્યો. ૧૯૪૦ના જૂનની ૧૭મી તારીખે વર્ધામાં મળેલી કાર્યવાહક સમિતિએ યુદ્ધમાં સાથ આપવાની પોતાની આતુરતા વ્યક્ત કરવા માટે એક મોટું પગલું ભર્યું. કાર્યવાહક સમિતિએ 'વર્ધા નિવેદન'ના નામે પ્રસિદ્ધ થયેલું એક નિવેદન પ્રકટ કર્યું, જે જુલાઈના છેલ્લા અઠવાડિયામાં પૂના ખાતે મળેલી મહાસમિતિએ પસાર કર્યું. મહાસમિતિનો આ ઠરાવ 'પૂના ઑફર'ના નામે પ્રસિદ્ધ થયો. પૂના ઑફરથી કોંગ્રેસે હિંદની તાત્કાલિક સ્વતંત્રતા માટેની માગણી જતી કરીને, સ્વતંત્રતા માટેના તેના અધિકારના સ્વીકારથી સંતોષ પામવાની

તૈયારી બતાવી. યુદ્ધની કટોકટી દરમિયાન કશા બંધારણીય ફેરફારો વગર પણ દેશની તમામ સાધનસંપત્તિને યુદ્ધસંચાલન માટે સંગઠિત કરવા માટે સ્થપાનારી રાષ્ટ્રિય સરકારમાં જોડાવાની કોંગ્રેસે તત્પરતા બતાવી. પૂના દરખાસ્તથી કોંગ્રેસે રાષ્ટ્રના બચાવ પૂરતી અહિંસા છોડી દીધી અને ગાંધીજીનો સાથ ગુમાવ્યો. સમાજવાદી અને બીજાં ઉદ્દામ બળોએ આ ઠરાવનો વિરોધ કર્યો. સરહદના ગાંધી ખાન અબ્દુલ ગફારખાન કાર્ય-વાહક સમિતિમાંથી અહિંસા પ્રત્યેની પોતાની વફાદારીને કારણે છૂટા થયા. બાબુ રાજેન્દ્રપ્રસાદ, જવાહરલાલ અને બીજા કેટલાક, પૂના ઠરાવ ઉપર તટસ્થ રહ્યા. અંતે ૯૫ વિ. ૪૭ મતે ઠરાવ પસાર થયો. પૂના ઠરાવ ઘડવામાં શ્રી રાજગોપાલાચારીનો મુખ્ય ફાળો હતો. એક વખતના ચુસ્ત નાફેરવાદી રાજાજી આ વખતે બ્રિટનને યુદ્ધમાં સહકાર આપવા માટે કોઈ પણ હદે જવા તૈયાર હતા. પૂના ઠરાવ શ્રી રાજગોપાલાચારી માટે અંગત વિજય રૂપ હતો.

પણ રાજાજીનો આ વિજય લાંબો વખત ન ટકી શક્યો. કોંગ્રેસે બ્રિટનને સહકાર આપવા માટે બતાવેલી તત્પરતા પર બ્રિટિશ સરકારે ઠંડું પાણી રેડ્યું. 'પૂના ઑફર'ના જવાબરૂપે વાઇસરૉયે ૮મી ઑગસ્ટ ૧૯૪૦ના રોજ એક લાંબીચોડી જાહેરાત કરી, જેમાં તેમણે ના. શહેન-શાહની સરકારે પૂર્વે કરેલી જાહેરાતોની યાદ તાજી કરવાની સાથે હિંદના જુદા જુદા પક્ષો વચ્ચેના મતભેદો ઉપર ભાર મૂક્યો. આ મતભેદો હજુ ય શમી ગયા નથી એની નોંધ લેવાની સાથે, તેમણે પોતાની 'કારોબારી સમિતિ'નો વિસ્તાર કરવાની જાહેરાત કરી. લઘુમતીઓ, રાજાઓ અને દેશના બીજા 'વગદાર' તત્ત્વોની સંમતિ વગર આ દેશના બંધારણમાં કોઈ પણ જાતના ફેરફારો કરવા હિતાવહ નથી એ આ જાહેરાતનો મુખ્ય સૂર હતો.

આમ રાષ્ટ્રિય સરકાર માટેની કોંગ્રેસની સાવ સાદી માગણી પણ નકારવામાં આવી. બ્રિટિશ સરકાર જેને લઘુમતીનો બિટનો આપવા

તૈયાર હોય એવા દેશના કોઈ પણ પ્રગતિવિરોધી તત્ત્વની આડખીલી ઊભી કરીને હિંદની રાજકીય પ્રગતિ રોકી શકાય, એવી પરિસ્થિતિ વાઇસરૉયની જાહેરાતમાંથી ઊભી થતી હતી. સત્તા વગરની 'કારોબારી સમિતિ'ના વિસ્તારથી કોઈ પણ રાષ્ટ્રવાદીને સંતોષ ન હતો.

બ્રિટિશ સરકાર હિંદુસ્તાનને બંદૂકને જોરે At the point of bayonet હજુ ય જકડી રાખવા માગતી હતી, એ આ જાહેરાતે સ્પષ્ટ કરી આપ્યું. ૧૯૪૦ના સપ્ટેંબરની ૧૫મીએ મુંબઈમાં મળેલી મહાસમિતિએ કોંગ્રેસનું સુકાન ફરીને ગાંધીજીના હાથમાં મૂક્યું અને ભવિષ્યમાં લેવાના પગલામાં દોરવણી આપવાની તેમને વિનંતિ કરી. ગાંધીજીએ સ્પષ્ટ કર્યું કે, "બ્રિટન હારે એવું હું ઇચ્છતો નથી...બ્રિટનને મુઝવણ ઊભી થાય એવું કશું કરવા હું ઇચ્છતો નથી." પરંતુ સાથે સાથે તેમણે એ પણ સ્પષ્ટ કરી દીધું કે સ્વેચ્છાએ સ્વીકારેલો સંયમ, કોંગ્રેસની હસ્તી મીટાવી દેવાની હદે લઈ જવાને પોતે તૈયાર નથી. વાણીસ્વાતંત્ર્યના મુદ્દા ઉપર વ્યક્તિગત સત્યાગ્રહની હિલચાલ શરુ કરવા અંગે પણ તેમણે મહાસમિતિમાંના તેમના ભાષણમાં સૂચન કર્યું. મુંબઈ મહાસમિતિ પછી ગાંધીજી વાઇસરૉયને મળ્યા, પણ વાણીસ્વાતંત્ર્યની તેમણે કરેલી માગણીનો સંતોષકારક જવાબ ન મળતાં, કાર્યવાહક સમિતિની સંમતિથી, ઑક્ટોબરના ત્રીજા અઠવાડિયામાં ગાંધીજીની દોરવણી નીચે વાણીસ્વાતંત્ર્યના મુદ્દા ઉપર સત્યાગ્રહનું આંદોલન શરુ થયું. આ યુદ્ધ અન્યાયી હોઈ તેમાં નાણાં કે માણસની મદદ ન આપવાની લોકોને સલાહ આપવી, એ આ હિલચાલનો કાર્યક્રમ હતો. આ આંદોલન વ્યવસ્થિત રીતે અને શાંત વાતાવરણમાં ચાલે એ માટે ગાંધીજીએ તેને પોતે પસંદ કરેલી વ્યક્તિઓ પૂરતું મર્યાદિત કર્યું. વિનોબા ભાવેની તેમણે પ્રથમ સત્યાગ્રહી તરીકે પસંદગી કરી. વર્ધા પાસેના ગામડાંઓમાં યુદ્ધવિરોધી ભાષણો કરીને તેઓ પકડાયા. ત્યાર પછી થોડા દિવસે પંડિત જવાહરલાલને પકડીને તેમના એક જૂના ભાષણ માટે તેમને ચાર વર્ષની સજા ઠોકી દેવામાં આવી. આવી અમાનુષી સજા સામે દેશભરમાં પ્રચંડ પુણ્યપ્રકોપ ફાટી નીકળ્યો.

નવેંબર મહિનાથી વ્યક્તિગત સત્યાગ્રહ જોસભેર ચાલવા લાગ્યો. કાર્ય-વાહક સમિતિના ઘણાખરા સભ્યો, મહાસમિતિના સભ્યો, માજી પ્રધાનો, ધારાસભાના સભ્યો અને સ્થાનિક કૉંગ્રેસ કાર્યકર્તાઓ મળીને હજારો કૉંગ્રેસવાદીઓ પકડાયા. ડિસેંબરની ૩૦મીએ તો રાષ્ટ્રપતિ મૌલાના આઝાદ પણ પકડાયા. ૧૯૪૧ના આખા વર્ષ દરમિયાન વ્યક્તિગત સત્યાગ્રહની હિલચાલ ગાંધીજીની દોરવણી અને યોજના અનુસાર આગળ ધપી. પચીસ હજાર જેટલા સત્યાગ્રહીઓ આ આંદોલનને અંગે પકડાયા. આખાયે હિલચાલ આદર્શપણે અહિંસક રહી હતી. બ્રિટિશ સરકારને નહિ મૂંઝવવા માટે ગાંધીજી એટલી કાળજી રાખતા હતા કે રવિવાર અને તહેવારોના દિવસોએ સત્યાગ્રહ બંધ રાખવામાં આવતો હતો. વળી સત્યાગ્રહ કરતાં પહેલાં સરકારને તે બાબતની પૂર્વસૂચના આપવામાં આવતી હતી. આમ ગાંધીજીની કડક શિસ્ત અને નિયંત્રણ તળે આ હિલચાલ સંપૂર્ણપણે અહિંસક રીતે ચાલી. બ્રિટિશ સરકારે તેની સામે ઊંધો પ્રચાર કરવા છતાં દુનિયાભરના વિચારશીલ વર્ગ ઉપર તેની ખૂબ સુંદર છાપ પડી. અંતે ચૌદ મહિના પછી ૧૯૪૧ના ડિસેંબરની ૩જી તારીખે બધા જ સત્યાગ્રહીઓને કારાવાસમાંથી છોડી મૂકવામાં આવ્યા.

હવે શું કરવું એ સવાલ ઉપર કૉંગ્રેસ વિચાર ચલાવે, તે પહેલાં તો જાપાને વિશ્વયુદ્ધમાં ઝંપલાવવાથી આંતરરાષ્ટ્રિય રાજકારણમાં મોટો ધડાકો થયો. ૧૯૪૧ના ડિસેંબરની ૭મી તારીખે જાપાને પર્લ હાર્બર ઉપર હુમલો કર્યો અને તેની ઝડપી વિજયપરંપરા શરૂ થઈ. પર્લ હાર્બર, શાંગહાઈ, હોંગકોંગ, ફિલિપાઈન્સનો મોટો ભાગ, પ્રશાન્તના કેટલાક નાના ટાપુઓ અને મલાયા લીધા પછી ૧૯૪૨ના ફેબ્રુઆરીની ૧૫મીએ, જાપાને બ્રિટિશ સામ્રાજ્યના પૂર્વના ચોકિયાત સીંગાપુરના અજિત મનાતા દુર્ગનો કબજો મેળવ્યો. તાઈલેન્ડ તો જાપાનપક્ષે મળી જ ગયું હતું. જાવા, સુમાત્રા અને બોર્નીઓનો કબજો મેળવવા ઉપરાંત, બ્રહ્મદેશ ઉપર પણ, જાપાને પ્રચંડ આક્રમણ શરૂ કર્યું. ૧૯૪૨ના માર્ચની ૯મીએ રંગૂન પડ્યું અને મેના અંત સુધીમાં તો આખું ય બર્મા જાપાને જીતી
૬

લીધું. એપ્રિલની ૬ઠ્ઠીએ જાપાનીઝ વિમાનો વિઝાગાપટ્ટમ અને કોકોનાડા જેવા હિંદના પૂર્વ કિનારા ઉપરના શહેરો ઉપર બૉંબવર્ષા કરી ગયાં. મદ્રાસ ઉપર પણ હુમલાનો ભય ઝઝૂમી રહ્યો હતો, હુમલાની ચેતવણીઓ આપવામાં આવતી હતી અને એપ્રિલની ૧૨મી તારીખે પ્રાંતની સરકારને પણ ખીજે ખસેડી લેવામાં આવી. હિંદની પ્રજામાં આ બધાથી ભય અને અવિશ્વાસની લાગણી ફેલાઈ હતી. વળી મલાયા અને બ્રહ્મદેશમાં બ્રિટિશ લશ્કરની નાસભાગ વખતે હિંદી પ્રજાની જે બૂરી દશા થવા પામી હતી, તેના સમાચારોથી પ્રજામાં બ્રિટન માટે તીવ્ર રોષ ઊભો થયો હતો. જાપાન સામે મિત્રરાષ્ટ્રોના ઉપરાઉપરી પરાજયોથી મિત્ર-રાષ્ટ્રોની લડાયક શક્તિમાંથી તો હિંદુસ્તાનની પ્રજાનો વિશ્વાસ ઊઠી જ ગયો હતો. આ બધાને પરિણામે દેશમાં દાવાનળ કોઈ પણ પળે સળગી ઊઠે તેમ હતું. આવી વિષમ પરિસ્થિતિમાં પણ કોંગ્રેસે પરદેશી આક્રમણ સામે દેશનો બચાવ કરવા માટે પોતાનો હાથ લંબાવવાની તત્પરતા બતાવી, પણ સ્વતંત્ર હિંદની સરકાર જ દેશનો બચાવ અસરકારક રીતે કરી શકે, જ્યારે પરાધીન હિંદ ફૅસિઝમથી ભાગ્યે જ જુદા પડતા પ્રમત્ત સામ્રાજ્યવાદને સ્વેચ્છાપૂર્વકની મદદ ન કરી શકે, એમ ૧૯૪૨ના જાન્યુઆરીમાં બારડોલી ખાતે મળેલી કોંગ્રેસ મહાસમિતિએ જાહેર કર્યું હતું.

છેવટે આંતરરાષ્ટ્રિય બનાવોના દબાણથી ૧૯૪૨ના માર્ચના બીજા અઠવાડિયામાં બ્રિટિશ યુદ્ધ પ્રધાનમંડળ ( War Cabinet )ના સભ્ય સર સ્ટેફર્ડ ક્રિપ્સને બ્રિટિશ સરકાર તરફથી હિંદુસ્તાનનો પ્રશ્ન ઉકેલવા માટે હિંદ મોકલવામાં આવ્યા. સર સ્ટેફર્ડ ક્રિપ્સ હિંદુસ્તાન માટે વિશેષ સહાનુભૂતિ ધરાવનાર બ્રિટિશ રાજનીતિજ્ઞ તરીકે જાણીતા હોવાથી તેમના આગમને હિંદુસ્તાનમાં ઘણાઓના હૈયામાં આશા જગાડી. કોંગ્રેસ અને બીજી રાજકીય સંસ્થાઓએ તેમની દરખાસ્તો ઉપર વિચાર કરવા માટે પોતપોતાની કાર્યવાહક સમિતિની ખાસ સભાઓ બોલાવી, પણ જ્યારે ‘ક્રિપ્સ ઑફર’ને નામે પ્રસિદ્ધ થયેલી તેમની દરખાસ્તો બહાર પડી,

ત્યારે દેશમાં સર્વવ્યાપી નિરાશા ફેલાઈ ગઈ. યુદ્ધ સમાપ્ત થયા પછી હિંદને પોતાનું બંધારણ ઘડી લેવાની સત્તા આપવાનું વચન આ દરખાસ્તો આપતી હતી, પણ યુદ્ધ દરમિયાન વાઈસરૉયની કારોબારીના વિસ્તારથી આગળ જવાને તે તૈયાર ન હતી. ભાવિ બંધારણ અંગેની યોજનામાં પણ આપણા દેશમાં કુસંપને કાયમ કરવાની યુક્તિ હતી, કેમકે તેમાં રાજવીઓ તેમ જ પ્રાંતોને મધ્યસ્થ સરકારથી અલગ રહેવાને ઉત્તેજન આપવામાં આવ્યું હતું, એટલું જ નહિ, પણ દેશી રાજ્યોની પ્રજાઓના અવાજને તો તેમાં બિલકુલ ગણકારવામાં જ આવ્યો ન હતો. યુદ્ધ પછીના પોકળ વચનોમાં વિશ્વાસ રાખવાની ભૂલ હવે કોઈ કરે તેમ ન હતું, જ્યારે યુદ્ધ દરમિયાન તો કશી જ સાચી સત્તા આ દરખાસ્તોથી હિંદુસ્તાનને મળતી ન હતી. કોથળામાંથી નીકળેલા બિલાડા જેવી આ દરખાસ્તોને દેશની તમામ સંસ્થાઓએ નિરાશાજનક ગણી. ગાંધીજીએ 'ભવિષ્યમાં પાકનારો ચેક' (પોસ્ટ-ડેટેડ-ચેક) કહીને તેનું સચોટ વર્ણન કર્યું. કોંગ્રેસની કારોબારી સમિતિએ યોજનાના ભવિષ્યને લગતા ભાગ વિષે મત નહિ ઉચ્ચારતા, યુદ્ધ દરમિયાન જો સાચી સત્તા હિંદીઓના હાથમાં મૂકવામાં આવે, તો યુદ્ધમાં સાથ આપવાની તત્પરતાથી ક્રિપ્સ સાથે વાટાઘાટો શરૂ કરી. દસ દિવસની લંબાણ વાટાઘાટો પછી અને સમાધાનની લગોલગ પહોંચી ગયા પછી વાટાઘાટો તૂટી પડી. રક્ષણનું જવાબદારીભર્યું ખાતું હિંદીઓના હાથમાં મૂકવાને બ્રિટિશ સરકાર તૈયાર ન હતી, જ્યારે એ ખાતું સોંપવામાં ન આવે તો દેશનો અસરકારક બચાવ થઈ શકે, એવી રીતે તેની સાધનસંપત્તિનું સંગઠન કરવું શક્ય નથી, એમ કોંગ્રેસને લાગતું હતું. આ મુદ્દા ઉપર બન્ને પક્ષો વચ્ચે વાટાઘાટો શરૂ થઈ, રક્ષણના મુદ્દા ઉપર જરા પણ નમતું મૂકવાને સરકાર તૈયાર ન હતી. આ ચર્ચા દરમિયાન જ 'જવાબદાર રાષ્ટ્રિય સરકાર' આપવાની પોતે જ પહેલાં કરેલી કબૂલાત પરથી ફરી જઈને ક્રિપ્સે નવું પ્રધાનમંડળ, બ્રિટિશ પ્રધાનમંડળ જેવું જવાબદાર નહિ, પણ વાઈસરૉયની ખાસ સત્તાઓ સાથેનું સલાહકાર મંડળ જેવું થઈ જાય,

એવી વાત ફેલાવવા માંડી ત્યારે વાટાઘાટો તૂટી પડી. ક્રિપ્સની આ ગુનાહિત જોયા પછી બ્રિટિશ સરકારની દાનત વિષેનો કોંગ્રેસનો રહ્યોસહ્યો વિશ્વાસ પણ ઊડી ગયો. કોંગ્રેસની જેમ મુસ્લિમ લીગ અને બીજી સંસ્થાઓએ પણ ક્રિપ્સ દરખાસ્તો જુદાજુદા કારણોસર ફગાવી દીધી. ક્રિપ્સ દરખાસ્ત અનુસાર દેશના પ્રતિનિધિઓને સાચી સત્તા મળતી નથી, એવું પ્રજાના બધા જ વર્ગોએ ભારપૂર્વક જાહેર કર્યું.

ક્રિપ્સ મિશનની નિષ્ફળતા પછી હિંદી પ્રજાનો બ્રિટન સામેનો રોષ ઝડપભેર વધવા લાગ્યો. આવા વાતાવરણમાં પરદેશી આક્રમણ થાય તો આક્રમણખોરો પ્રત્યે પ્રજા લડવાને બદલે સીધી યા આડકતરી સહાનુભૂતિ બતાવે એ સ્પષ્ટ હતું. આ પરિસ્થિતિ કોંગ્રેસ માટે અસહ્ય હતી. દેશના સૌથી જોખમભર્યા પ્રસંગે કોંગ્રેસ નિષ્ક્રિય બેસી શકે એમ તો હતું જ નહિ. પરદેશી આક્રમણ થાય ત્યારે બ્રિટિશ લશ્કરને આડખીલીરૂપ નહિ થઈ પડતાં, હુમલાખોરોનો અહિંસક અસહકારથી સામનો કરવાની, કોંગ્રેસની કાર્યવાહક સમિતિએ એપ્રિલના અંતમાં પ્રજાને હાકલ કરી.

પણ આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ અને તેની સાથે દેશની રાજકીય પરિસ્થિતિ ઉત્તરોત્તર વણસતી જતી હતી અને તેને સુધારવાનો કોઈ ઉપાય નહિ લેવામાં આવે, તો તે સાવ હાથથી જવાનો સંભવ હતો. દરદ ભયંકર હતું, તેનું નિદાન સહેલું ન હતું. કોઈ કુશળ વૈદ્યની જેમ ગાંધીજીએ આ વખતે તેમનું "અંગ્રેજો ચાલ્યા જાવ" (ક્વિટ ઈંડિયા —હિંદ છોડી જાવ)નું સૂત્ર વહેતું મૂક્યું. પહેલવહેલી વાર 'હરિજન'માં એક લેખ લખીને તેમણે 'હિંદ છોડી જાવ'ની ઘોષણા કરી. મે, જૂન, જુલાઈ—એ ત્રણ મહિનામાં તેમણે એ સૂત્ર ઉપર દેશપરદેશમાંથી આવેલી લખ્યાબંધ ટીકાઓ અને સૂચનાઓ ઉપર વિચાર કરીને પોતાની મૂળ માગણીમાં મહત્ત્વના ફેરફારો કર્યા. પહેલાં તેઓ હિંદમાંથી બ્રિટિશ સત્તા અને લશ્કરે તરત જ ચાલ્યા જવું જોઈએ, એવી માગણી કરતા હતા, પણ હવે તેઓ આઝાદ હિંદની ભૂમિ ઉપર રહીને આક્રમણકારો

સામે યુદ્ધ ખેલવા માટે મિત્રરાજ્યોના લશ્કરને રહેવા દેવાને સંમત થયા. વર્ધા ખાતે મળેલી કોંગ્રેસ મહાસમિતિએ જુલાઈની ૧૪મીએ પસાર કરેલા ઠરાવમાં અત્યંત સ્પષ્ટ રીતે જણાવી દેવામાં આવ્યું, કે પરાધીન હિંદ, પોતાના રક્ષણમાં કે માનવજાતિને ભરખી રહેલા વિશ્વયુદ્ધમાં કશો અસરકારક ભાગ ભજવી શકશે નહિ, માટે હિંદમાંના બ્રિટિશ શાસનનો તાત્કાલિક અંત આવવો જોઈએ. બ્રિટિશ શાસનનો તાત્કાલિક અંત આણવાની આ માગણીના પ્રણેતા તો ગાંધીજી જ હતા અને એ માગણીને બ્રિટન તરફથી ઠોકરવામાં આવે, તો એની પ્રાપ્તિ માટેની લડતના નેતા ગાંધીજી સિવાય બીજા કોઈ ન જ હોય એ પણ દેખીતું હતું.

કૉંગ્રેસની માગણીનો સરકારે કોઈ જવાબ નહિ વાળવાથી ૧૯૪૨ના ઑગસ્ટની ૭–૮મી તારીખોએ મુંબઈમાં મળેલી મહાસમિતિની ઐતિહાસિક બેઠકમાં, આઝાદી માટેના હિંદુસ્તાનના જન્મસિદ્ધ હક્કની પ્રાપ્તિ માટે વિશાળતમ પાયા ઉપરની અહિંસક સામુદાયિક લડત ઉપાડવાનુ નક્કી કરવામાં આવ્યું અને તેને અંગે લેવાનાં પગલાંમાં રાષ્ટ્રને દોરવણી આપવાની ગાંધીજીને વિનંતિ કરવામા આવી. ભારે ગંભીર વાતાવરણમા મળેલી આ સભામા ગાંધીજીએ દિલ હચમચાવી નાખનારું ભાષણ કર્યું. પંડિત જવાહરલાલે પણ કહ્યું, "કૉંગ્રેસ આગમા ઝપલાવે છેઃ કાં તો તેમાં તે ભસ્મ થશે, અથવા શુદ્ધ કુંદન થઈને બહાર નીકળશે." ગાંધીજીએ રાજાઓને, મુસલમાનોને, સરકારી નોકરોને, સિપાઈઓને, વિદ્યાર્થીઓને, પત્રકારોને અને જનતાના બીજા વર્ગોને ઉદ્દેશીને દિલ ખોલીને વાતો કરી, દરેક હિંદીને પોતે આઝાદ છે, એમ સમજીને વર્તવાની હાકલ કરી, કૉંગ્રેસવાદીઓને આ લડતમાંથી ગુલામી જોવા જીવતા નહિ રહેવાની ભીષણ પ્રતિજ્ઞા કરવાની હાકલ કરી, અને અંતે લડતનો મંત્ર આપતાં કહ્યુંઃ "કૉંગ્રેસને મેં હોડમા મૂકી છે. તેને માટે તો હવે એટલુ જ રહે છે કે "કરેંગે યા મરેંગે."

---

## ૧૪ "ચાલ્યા જાવ" (ઈ. સ. ૧૯૪૨-૧૯૪૪)

મુંબઈ મહાસમિતિ સમક્ષના તેમના તા. ૮મી ઑગસ્ટના ઐતિહાસિક ભાષણમાં ગાંધીજીએ જાહેર કર્યું હતું કે, લડતનો આરંભ કરતાં પહેલાં પોતે વાઈસરૉયને મળીને હિંદની આઝાદીના મુદ્દા પરત્વે તડજોડ કર્યા વગર સમાધાનીનો માર્ગ ખોળવાનો પ્રયત્ન કરશે; પણ સરકારને તો સમાધાન જોઈતું જ ન હતું. સત્તા છોડવાનો તેનો ઇરાદો જ ન હતો. ૯મી ઑગસ્ટને દિવસે વહેલી સવારે ચાર વાગતાં પહેલાં તો ગાંધીજી અને કારોબારી સમિતિના સભ્યોને ગિરફતાર કરી લેવામાં આવ્યા. તે જ દિવસે દેશભરમાંથી હજારો કૉંગ્રેસવાદી કાર્યકર્તાઓને એકીસાથે પકડી લેવામાં આવ્યા. દેશના નેતાઓને પ્રજાથી છૂટા પાડી નાખીને લડતને મૂળમાંથી કચડી નાખવાની સરકારની ઇચ્છા હતી. હિંદી વજીર ઍમરીના શબ્દોમાં સરકારે "કૉંગ્રેસ અને જનતાની વચ્ચેનો તાર કાપી નાખવાનો" પ્રયત્ન કર્યો. ત્યાર પછીના બનાવોથી તો આપણે સૌ સારી રીતે પરિચિત છીએ.

આપણા દેશની સૌથી પ્રાણવાન અને તેજસ્વી સંસ્થાનો ઇતિહાસ આલેખવામાં જ્યાં અટકી જવું જ હિતાવહ છે, એવે તબક્કે આપણે આવી પહોંચ્યા છીએ. ઈ. સ. ૧૮૮૫માં કૉંગ્રેસનો જન્મ થયો ત્યારથી ઈ. સ. ૧૯૪૨ના ઑગસ્ટની ૮મી તારીખ, કે જ્યારે તેણે અગ્નિની જવાળાઓમાં ઝંપલાવવાનો સંકલ્પ કર્યો, ત્યાં સુધીનો તેનો વિકાસ આપણે જોઈ ગયા. આ બધા સમય કૉંગ્રેસ, હિંદી રાષ્ટ્રીયતાની ઉત્તરોત્તર વિકસતી જતી આકાંક્ષાઓનું પ્રતીક બની છે. કાયદેસર માર્ગોએ જ, ઠરાવો અને અરજીઓ દ્વારા હિંદની રાષ્ટ્રીય આકાંક્ષાઓ બ્રિટિશ શાસકવર્ગના ધ્યાન ઉપર લાવવાની, બ્રિટન ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખનારી મનોદશામાંથી આ મહાપ્રાણ સંસ્થા બ્રાહ્મણી અને શાંત ઉપાયોગી

બ્રિટિશ સામ્રાજ્યથી સંપૂર્ણપણે આઝાદ થવાની મનોદશા ઉપર પહોંચી છે. અહિંસક બળવાના પ્રણેતા ગાંધીજીના નેતૃત્વ નીચે કોંગ્રેસે બ્રિટિશ-શાસન સામે આજ પહેલાં પણ જબરદસ્ત લડાઈઓ માંડી છે, અને દરેક વખતે તેમાથી તે બળવત્તર થઈને બહાર નીકળી છે. અત્યાર સુધીની લડતોમાની સૌથી મહાન લડતમાથી અત્યારે તે પસાર થઈ રહી છે અને આ અગ્નિપરીક્ષામાથી તે શુદ્ધ કાંચન સમી અને પહેલાં કરતાં પણ અનેકગણી બળવાન થઈને બહાર નીકળશે, એ પણ ચોક્કસ છે.

કોંગ્રેસની પ્રગતિનો પ્રવાહ આ બધાં વર્ષો દરમિયાન એકધારો કે સરળ નથી રહ્યો. તેમ છતાંયે તે સતતપણે રાષ્ટ્રના વિચારો, ભાવનાઓ અને પ્રવૃત્તિઓને એકાગ્ર કરતી આવી છે, એટલું જ નહિ પણ હિંદવાસીઓનુ આત્મભાન જાગ્રત કરી તેમનામા ચેતન પૂરવામા યશસ્વી નીવડી છે. રાજકીય ધ્યેય, ધ્યેયપ્રાપ્તિનો માર્ગ, આર્થિક દૃષ્ટિબિંદુ, આંતરરાષ્ટ્રીય દૃષ્ટિબિંદુ, કોમી પ્રશ્ન પરત્વેનુ વલણ—જનતાના સંપર્ક માટેના કાર્યક્રમો—આ બધા જ ક્ષેત્રોમા કોંગ્રેસે અસાધારણ વિકાસ સાધ્યો છે. બંધારણીય સુધારાઓ દ્વારા સ્વરાજ્યની દિશામા ઉત્તરોત્તર પ્રગતિ કરતા જવાના રાજકીય ધ્યેયમાથી આજે તે તાત્કાલિક સંપૂર્ણ આઝાદીના ધ્યેય ઉપર પહોંચી છે. વિનંતિઓ, ઠરાવો અને કાયદેસર માર્ગો દ્વારા જ ધ્યેયપ્રાપ્તિ કરવામા માનનારી કોંગ્રેસ આજે 'ખુલ્લા બળવા'ની દેશને હાકલ કરે છે.

કોંગ્રેસનુ આર્થિક દૃષ્ટિબિંદુ ઉત્તરોત્તર ઉદ્દામ થતુ ગયુ છે. ઈ. સ. ૧૯૨૯મા મહાસમિતિએ સમાજની આર્થિક વ્યવસ્થામા ક્રાન્તિકારી પરિવર્તન આણવાની આવશ્યકતા વિષે ઠરાવ કર્યો, ત્યાર પછી ઈ. સ. ૧૯૩૧મા કરાંચી કોંગ્રેસમા પ્રજાના મૂળભૂત હક્કોને લગતા ઠરાવમા પાયાના ઉદ્યોગોને સમાજની માલિકીના કરવાના સિદ્ધાંતનો સ્વીકાર કરવામા આવ્યો. ઈ. સ. ૧૯૩૫ અને ૧૯૩૬મા મળેલી લખનૌ અને ફૈજપુર કોંગ્રેસમા કિસાનોના હક્કોને લગતા ઠરાવો દ્વારા કોંગ્રેસે આ

દિશામા વધુ પ્રગતિ સાધી ૧૯૪૨ના ઑગસ્ટની ૮મીના મહાસમિતિના પ્રસિદ્ધ ઠરાવમા તો સર્વ સત્તા અને અધિકાર, મૂળભૂત રીતે ખેતરો અને કારખાનામા કામ કરનારાઓનો રહેશે, એ સિદ્ધાતનો સ્પષ્ટપણે સ્વીકાર કરવામા આવ્યો છે

બહારની દુનિયાના પ્રશ્નોમા પણ કોગ્રેસ વધુ ને વધુ રસ લેતી થઈ છે શરૂઆતના વર્ષોમા કોગ્રેસનુ વલણ, ઇગ્લડમા ખૂબ પ્રચાર કરવાનુ હોવાથી, ઇગ્લડની સમિતિના કામને તેણે ખૂબ મહત્ત્વ આપ્યુ હતુ ત્યાર પછી કોગ્રેસનુ દૃષ્ટિબિદુ બદલાયુ અને હિદી જનતા ઉપર તેણે વધુ આધાર રાખવા માડ્યો ગાધીજીના આગમન પછી તો જનતાની તાકાત વધારનારા રચનાત્મક કાર્યક્રમો, અસહકાર અને સવિનય કાનૂનભગમાથી કોગ્રેસે પોતાનું બળ મેળવવા માડ્યુ, એટલુ જ નહિ પણ સત્યાગ્રહની શાન અને દેશવ્યાપી લડતો દ્વારા દુનિયાભરનુ ધ્યાન હિદુસ્તાન તરફ દોરવા માડ્યુ પડિત જવાહરલાલની અસરને લીધે આતરરાષ્ટ્રીય પ્રશ્નોમા કોગ્રેસ વધુને વધુ ઊડો રસ લેતી થઈ એબિસીનિયા, ચીન વગેરે દેશો ઉપરના આક્રમણોનો કોગ્રેસે વિરોધ કરવા માડ્યો, એટલું જ નહિ પણ ચીન પ્રત્યેની સહાનુભૂતિને તબીબી પ્રતિનિધિ મડળ મોકલીને મૂર્ત કરવામા આવી ૧૯૪૨ના ઑગસ્ટની ૮મીના ઠરાવ દ્વારા તો કોગ્રેસે, દુનિયાના તમામ દેશોની સ્વતત્રતાના પાયા ઉપર રચાયેલા વિશ્વસમૂહતત્ર (વર્લ્ડ ફેડરેશન)ની કલ્પનાને પોતાના આદર્શ તરીકે જાહેર કરી

૧ કોમી પ્રશ્નોમા બ્રિટિશ સત્તા હિદમા હોવા છતા પણ કોમી એકતા સ્થાપી શકીએ અને તેથી સફળપણે લડત આપી શકીએ, એવી માન્યતા ઉપરથી બ્રિટિશ સત્તા દેશમા હોય ત્યા સુધી કોમી એકતા ન સ્થાપી શકાય, જ્યારે બ્રિટિશ સત્તા ગયા પછી કોમી એકતા આપોઆપ સિદ્ધ થશે એવી માન્યતા ઉપર કોગ્રેસ પહોચી કોમીવાદના ઝેરને ઉત્તેજન આપવાની બ્રિટિશ રાજનીતિ વિષેની કોગ્રેસની સમજ આમ ઊડી બની છે

ત્રણ દિવસના સંમેલનમાંથી શરૂ થયેલી કોંગ્રેસ આજે જનતાને સ્વાવલંબી અને સ્વાયત્તતાને માર્ગે આગળ વધારનારા, અને તેની શક્તિમાં બઢતી કરનારા ખાદી, ગ્રામોદ્યોગ, મદ્યનિષેધ, અસ્પૃશ્યતા-નિવારણ જેવા રોજબરોજના કાર્યક્રમો દ્વારા પ્રજાના એકેએક વર્ગ સાથે ગાઢ સંપર્કમાં રહે છે. ગાંધીજીના આગમન પછી તો દેશના કરોડો સ્ત્રીપુરુષ આબાલવૃદ્ધના હૃદય ઉપર કોંગ્રેસનો અધિકાર જામ્યો છે. ગાંધીજી જેવા મહાન તપસ્વી પુરુષે પોતાની તપશ્ચર્યાનું સર્વ ફળ કોંગ્રેસને ચરણે ધર્યું છે, અને પોતાની સિદ્ધિને કોંગ્રેસની સિદ્ધિ બનાવી છે. વારંવાર કોંગ્રેસથી જુદા પડ્યા છતાં ગાંધીજી અને કોંગ્રેસ કોઈ અદ્ભુત રીતે ઓતપ્રોત થઈ ગયાં છે.

રચનાત્મક કાર્યક્રમ, અહિંસક સત્યાગ્રહ અને અસહકારની પોતાની વિશિષ્ટ યુદ્ધપદ્ધતિથી કોંગ્રેસ માત્ર હિંદની જ નહિ પણ વિશ્વસમસ્તની યુદ્ધપીડિત જનતાની આશાનું પ્રતીક થઈ પડી છે. વિશ્વભગ્ને ભરખી જનારા કારમા મહાયુદ્ધોની પરંપરાનો અંત આણવાનો ઉપાય કોંગ્રેસના વતી ગાંધીજીએ બતાવી દીધો છે. કાળાં વાદળની એક માત્ર રૂપેરી રેખા જેવી આપણી કોંગ્રેસનું અને તેની સાથે હિંદુસ્તાનના રાષ્ટ્રીય ઉત્થાનનું ભાવિ અત્યંત ઉજ્જ્વલ છે, એ વિષે કોઈ શંકા નથી. અત્યારે દેખાતો સર્વવ્યાપી અંધકાર ઉષાના આગમનની પૂર્વ તૈયારીરૂપ છે. [ અત્યારનાં આપણાં કષ્ટો પ્રસૂતિની વેદના સમા છે ]: નૂતન વિશ્વ-રચનાનો જન્મ હાથવેંતમાં જ છે, એની એ વધાઈરૂપ છે.

કૉંગ્રેસ લડત શરૂ કરે તે પહેલાં સરકારે તેના પર આક્રમણ કરી નાખ્યું. કૉંગ્રેસના આગેવાનો અને દોરવણી આપવાની જેમને સત્તા હતી, તેવા તો લગભગ તમામ કાર્યકર્તાઓ ઝડપાઈ ગયા. પણ કૉંગ્રેસ તો જનતાના હૃદયમાં વસી હતી; જનતાના શરીર, મન, પ્રાણ ઉપર કૉંગ્રેસે પોતાની અર્ધી સદી કરતાં ય લાંબી કારકિર્દીની અવિરત-સેવાથી અધિકાર સ્થાપ્યો હતો; આઝાદી માટેના અણનમ અને એકધારા પ્રયત્નોથી કૉંગ્રેસ જનતાની સંસ્થા બની હતી, જનતાના પ્રત્યેક અણુએ અણુમાં ઓતપ્રોત થઈ ગઈ હતી.

પ્રજાનો કૉંગ્રેસ પ્રત્યેનો પ્રેમ, આઝાદી માટેની તમન્ના અને પરદેશી સરકાર સામેનો રોષ અનેક રીતે વ્યક્ત થયો. પ્રજા સહેજ પણ માથું ઊંચકે તો તેને કચડી નાખવા માટે સરકાર તલપાપડ થઈને બેઠી હતી. આગેવાનોની ધરપકડ સામેના પુણ્યપ્રકોપ રૂપે દેશભરમાં યોજાએલાં સભા, સરઘસો ઉપર સરકારે લાઠી, ટીયરગૅસ અને ગોળીબારનો છૂટથી ઉપયોગ કર્યો. મુંબઈ, પુના, અમદાવાદ, બનારસ, અલ્હાબાદ, પટના, કલકત્તા, મદ્રાસ, દિલ્હી, લાહોર, અમૃતસર, નાગપુર, કરાંચી, સોલાપુર, વગેરે શહેરોમાં લોકો ઉપર જલિયાનવાલા બાગને પણ ભુલાવી દે એવા અત્યાચારો કરવામાં આવ્યા. ૯મી ઑગસ્ટ પછીના એક અઠવાડિયામાં જ આ શહેરોમાં સેંકડો માણસો ગોળીબારનો ભોગ બની માર્યા ગયા અને હજારો ઘાયલ થયા. ‘મહાત્મા ગાંધીજીની જય’ બોલવી એ પણ મુંબઈ જેવા શહેરમાં મોતને નોતરવા બરાબર થઈ ગયું. ગુજરાત કૉલેજ જેવી શિક્ષણ સંસ્થાઓની અંદર ઘૂસી જઈને પણ નિર્દોષ વિદ્યાર્થીઓને ગોળીએ ઉડાવી દેવામાં આવ્યા. પ્રજાજનોનાં—સ્ત્રી, પુરુષ, બાળક કે વૃદ્ધના ભેદ ભૂલીને અનેક રીતે અપમાન કરવામાં આવ્યા. સારો ય દેશ જાણે કે પોલીસ અને લશ્કરને સોંપી દેવામાં આવ્યો. ગોળીઓ સસ્તી બની: તેની સાથે હિંદની સ્ત્રી યા પુરુષની જિંદગી, માન, આબરૂ, પ્રતિષ્ઠા, સંપત્તિ—એ બધું જ. અંગ્રેજોએ જાણે દેશ ફરીને જીતવા નીકળ્યા હોય એવા દિમાગથી કામ લેવાનું નક્કી કર્યું

હતું, ત્યારે દેશી રાજ્યો કાંઈ પાછા ન પડ્યા. વડોદરા, ભાવનગર વગેરે સ્થળોએ પણ બ્રિટિશ પ્રદેશમાંના બનાવોની પુનરાવૃત્તિ થઈ, પણ સરકાર જો ૧૮૫૭ના દિમાગમાં હતી, તો પ્રજાનો જુસ્સો પણ 'પાછી યાદ અપાવે તેવો જ હતો. એમાં પણ સરકારી દમનની ઘોર અમાનુષિતાએ ઉમેરો કર્યો. દિવસો જતાં બળવાની હવા શહેરોમાંથી ગામડામાં ફેલાવા લાગી. દેશવ્યાપી હડતાલ તો પહેલા જ દિવસથી શરૂ થઈ હતી. શાળા અને કૉલેજોમાંથી વિદ્યાર્થીઓ, મિલો અને કારખાનાંમાંથી કામદારો, બજારોમાંથી વેપારીઓ અને ગુમાસ્તાઓ નીકળી આવ્યા હતા. ગામડાંની જનતા પણ કાંઈક કરવાને તત્પર બની હતી. પરદેશી સરકારનો તરત અંત આણે એવો કોઈક ઉગ્ર કાર્યક્રમ જનતાને જોઈતો હતો. આવી કલ્પનાની આશા આપનારો એક કાર્યક્રમ ક્યાંકથી આવ્યો અને હવાની સાથે તે દેશને ખૂણે ખૂણે ફેલાઈ ગયો. આ કાર્યક્રમ તે રેલવે તથા વાહનવ્યવહારનાં સાધનો તથા સરકારી માલમિલકતની ભાંગફોડનો. શરૂઆતમાં તો ભાંગફોડ મોટા શહેરો પૂરતી જ મર્યાદિત રહી અને તે પણ ઉશ્કેરાટના તાત્કાલિક પરિણામ રૂપે જ; પણ ઓગસ્ટના અંત સુધીમાં તો ભાંગફોડની પ્રવૃત્તિએ વધુ વ્યાપક સ્વરૂપ ધારણ કર્યું. પૂર્ણિયા, મુઝફ્ફરપુર, ભાગલપુર, પટના તથા બિહારના બીજા કેટલાક વિસ્તારોમાં, બાલિયા અને સંયુક્ત પ્રાંતોના પૂર્વીય ભાગમાં, બંગાળના મીદનાપુર અને માઈમેનસીંગ જિલ્લાઓમાં આ પ્રવૃત્તિ ઉગ્ર બની. ગુજરાત, કર્ણાટક, મહારાષ્ટ્ર અને મદ્રાસમાં પણ આ પ્રવૃત્તિ ચાલી. સેંકડો માઈલો સુધી રેલવેના પાટાઓ ઉખાડી નાખવામાં આવ્યા, રેલવે સ્ટેશનો બાળવામાં આવ્યાં, તારટપાલનાં દોરડાં કાપી નાખવામાં આવ્યાં અને ટપાલ ઑફિસોનો નાશ કરવામાં આવ્યો. સેંકડો અને કેટલીક વાર હજારોની સંખ્યામાં માણસોનાં ટોળાંઓ પોલીસ થાણાં ઉપર હુમલા કરીને તેનો કબજો લેવા નીકળી પડતા. પોલીસને નિઃશસ્ત્ર કરી નાખવામાં આવતા. ઘણુંખરું તેમને કાંઈ પણ ઈજા કર્યા વગર માનભેર છોડી મૂકવામાં આવતા.

પૂર્ણિયા, બાલિયા, મીદનાપુર જેવાં સ્થળોએ સરકારી અમલદારોને આઝાદ સરકારના નજરકેદી તરીકે રાખવામાં આવ્યાના દાખલા પણ બન્યા છે. સરકારી અફસરોમાંના કેટલાક પ્રજાપક્ષે બળી જવાના દાખલા પણ બનતા, પણ એથી ઊલટું, પ્રજા અને પોલીસ વચ્ચેની અથડામણમાં, બન્ને પક્ષે ખુવારી થવાના બનાવો પણ બનતા. થોડાક પોલીસ માર્યા જતા, ટોળામાંથી મોટી સંખ્યા ગોળીબારનો ભોગ બનતી છતાં ય ફરી-ફરીને આવા બનાવો બનતા; અને પૂર્ણિયા, બાલિયા કે મીદનાપુર જિલ્લાના અમુક વિભાગોમાં તો પ્રજાએ પરદેશી સત્તાનો લગભગ નાશ કરીને પ્રજાકીય તંત્ર ઊભું કરી દીધું હતું, એવું સરકારી અહેવાલો જ કહે છે.

ભાંગફોડના પ્રજાવ્યાપક પ્રકાર ઉપરાંત મુંબઈ ઇલાકાના કેટલાંક સ્થળોએ બૉંબપ્રવૃત્તિ પણ ઊભી થઈ. શરૂઆતમાં તો આ પ્રવૃત્તિ છૂટીછવાઈ હતી, પણ સરકારી દમનની ઉગ્રતાથી જેમ જેમ બાહ્ય પ્રવૃત્તિ દબાતી ગઈ તેમ તેમ બૉંબપ્રવૃત્તિ વધુ વ્યાપક બનવા લાગી. વ્યવહારનાં સાધનોનાં ચાવીરૂપ મથકો, પોલીસચોકીઓ અને ટપાલ ઑફિસો ઉપર બૉંબના ધડાકા મુખ્યત્વે થતા. રેસ્ટોરાં, સિનેમા કે શાળાકૉલેજો જેવાં સ્થાનોમાં બૉંબ ફૂટી નીકળવાના બનાવો પણ કેટલેક ઠેકાણે બન્યા. ઉપરાંત પોલીસ ઉપર પત્થર કે ઍસિડ ફેંકવાના બનાવો પણ કોઈ કોઈ સ્થળોએ બન્યા કરતા. હડતાલ ચાલુ રાખવા માટે દબાણના પ્રયોગો કેટલાક શહેરોમાં થતા.

ભાંગફોડ, બૉંબ કે પોલીસચોકીઓ ઉપર હુમલો કરી તેનો કબજો લેવાના કાર્યક્રમો તાત્ત્વિક રીતે કે જે સ્વરૂપમાં તે અમલમાં આવ્યા તે સ્વરૂપે અહિંસા સાથે, કે કૉંગ્રેસની કાર્યપ્રણાલીના પાયારૂપ સિદ્ધાંતો સાથે સુસંગત છે કે નહિ એ સવાલની ચર્ચામાં ઊતરવું, એ દેખીતી રીતે જ આ પુસ્તિકાના અવકાશની બહાર છે. આ કાર્યક્રમો અહિંસાની કસોટીમાં પાર ઊતરી શકે તેવા ન હોય તો પણ તેમાં જનતાએ જે

ઉત્સાહભેર ભાગ લીધો હતો એ જ એક સૂચક હકીકત છે ગાંધીજીએ પાછળથી કહ્યું તેમ, "સરકારની સિંહ સમી હિંસાએ પ્રજાને ગાંડીતૂર બનાવી દીધી હતી" આ કાર્યક્રમોમાંના પ્રત્યેકની યોગ્યતા અયોગ્યતાની ઝીણવટમાં નહિ પડતાં સમગ્રપણે જોઈએ, તો એટલું સ્પષ્ટ દેખાઈ આવે છે, કે પરદેશી સરકારે આ દેશની પ્રજાને જે આહ્વાન આપ્યું હતું તેનો આ સ્વાભાવિક જવાબ હતો. ભારતમાતાનો પ્રાણ જાગી ઊઠ્યો હતો, અને તેને કચડી નાખવાનો જેમ વધુ પ્રયાસ થતો ગયો, તેમ પ્રજાએ પોતાને જે રીતે સૂઝ્યું તે રીતે એનો પ્રતિકાર કર્યો.

'કરેંગે યા મરેંગે' અને 'અંગ્રેજો, ચાલ્યા જાવ'ના પ્રેરણાદાયી સૂત્રો ઉપર રચાયલી આ લડતમાં કોંગ્રેસ અને દેશના માનની રક્ષા માટે હિંદી જનતાએ કેટના ભોગો આપ્યા તેનો ક્યાસ કાઢવો મુશ્કેલ છે હજારો આઝાદીપ્રિય હિંદી નરનારીઓ '૪૨ના આ ઐતિહાસિક અઠવાડિયાઓમાં શહીદીને ભેટ્યા ઘાયલ થયેલાઓની સખ્યાનો તો પાર જ નથી લાઠી અને જેલ તો આ વખતે હળવામાં હળવી વસ્તુઓ થઈ પડી હતી

સરકાર તરફથી વડી ધારાસભામાં અપાયેલા આંકડા પ્રમાણે ૧૯૪૨ના અંત સુધીમાં જ

- ૫ સ્થળોએ ટોળાને વીખેરવા માટે એરોપ્લેનનો ઉપયોગ થયો હતો
- ૫૩૮ પ્રસંગોએ પોલીસે ગોળીબાર કર્યો હતા
- ૬૦ સ્થળોએ લશ્કર બોલાવવામાં આવ્યું હતું
- ૯૪૦ માણસો ગોળીબારથી માર્યાં ગયા હતા.
- ૧,૬૩૦ માણસો ગોળીબારથી ઘવાયા હતા
- ૧૮,૦૦૦ માણસોને હિંદસંરક્ષણધારા હેઠળ અટકમાં રાખવામાં આવ્યા હતા
- ૬૦,૨૨૯ માણસોને ગિરફતાર કરવામાં આવ્યા હતા

પણ આપેલા સરકારી આંકડાઓ કરતાં તો માર્યાં ગયેલા અને ઘાયલ થયેલાઓની સંખ્યા અનેકગણી વધારે હોય એવી પ્રબળ માન્યતા છે. લાઠીમાર, ટીયરગૅસ અને પોલીસ તથા લશ્કરના બીજા અત્યાચારોને લીધે થયેલી પારાવાર ખુવારીનો સમાવેશ તો આમાં કર્યો જ નથી.

પ્રજાએ આ લડતમાં આર્થિક રીતે પણ સુંદર ભોગ આપ્યો. હડતાળ તો સ્વાભાવિક રીતે જ લડતના સર્વવ્યાપક કાર્યક્રમ તરીકે હતી. અઠવાડિયાં અને મહિનાઓ સુધી એકધારી હડતાળો ચાલુ રાખીને મજૂરો, વેપારીઓ, ગુમાસ્તાવર્ગ તથા વિદ્યાર્થીઓએ પોતપોતાનો ફાળો આપ્યો. ધનિક વર્ગે પણ અનેક સ્થળોએ તેમાં સાથ આપ્યો. અમદાવાદના એક લાખ મજૂરોની સાડા ત્રણ મહિનાની ઐતિહાસિક હડતાળ, અને જમશેદપુરના તાતા આયર્ન વર્ક્સના કામદારોની ત્રણ અઠવાડિયાં સુધી ચાલેલી હડતાળ આમાં ખાસ નોંધપાત્ર છે. અમદાવાદ, કાનપુર, અમૃતસર, મુંબઈ, કલકત્તા વગેરે સ્થળોના વેપારીઓ અને ગુમાસ્તાઓએ વેપાર બંધ રાખીને પોતાનો ફાળો લડતમાં નોંધાવ્યો. વિદ્યાર્થીઓએ તો દેશભરમાં મહિનાઓ સુધી પોતાની હડતાળ ટકાવી રાખી અને લડતના તમામ કાર્યક્રમોમાં મોખરાનો ભાગ લીધો. બનારસ, અમદાવાદ, પટના, પૂના, વડોદરા વગેરે શહેરોના વિદ્યાર્થીઓએ આપેલો ફાળો નોંધપાત્ર છે. ગુજરાતમાં તો સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓએ પણ ૯ મી ઑગસ્ટના ઠરાવમાં પોતાનો સાથ પુરાવીને બગતરથી નોતરી લીધી. અમદાવાદની મ્યુનિસિપાલિટીના મકાન પરથી સરકારે રાષ્ટ્રધ્વજ ઉતારી લેવાથી મ્યુનિસિપલ નોકરો પણ હડતાળ ઉપર ઊતર્યાં. તેવું ઉપરાંત રાષ્ટ્રીય વર્તમાનપત્રોએ પોતાનું પ્રકાશન બંધ કરી દીધું.

પ્રજાને કોઈ પણ ભોગે અને કોઈ પણ રીતે કચડી નાખવા માટે કટિબદ્ધ થયેલી સરકારી પોલીસ અને લશ્કરે કરેલા હેવાનિયતભર્યાં અત્યાચારોનું વર્ણન, આ નાનકડા પ્રકરણમાં આપવાનું શક્ય નથી. ચીમૂર, રામનાદ, ગાઝીપુર, અડાસ, નંદરબાર વગેરે જલિયાનવાલા

આગને પણ ભુલાવી દે તેવા પોલીસ અને લશ્કરના કરપીણ અત્યાચારોના, ધારાસભાના સભ્યોના ભાષણો તથા બીજા સત્તાવાર તેમજ વિશ્વાસપાત્ર સાધનો દ્વારા મળેલા વર્ણનો વાંચીને કોઈને પણ કમકમાં આવ્યા વગર રહે તેમ નથી.

ચીમૂર, મધ્યપ્રાંતમાં આવેલું એક નાનકડું ગામ. ઉશ્કેરાયેલા લોકોના એક સમૂહે ચાર સરકારી અમલદારો પર હુમલો કરીને તેમને મારી નાખ્યા, એવું સરકારી અહેવાલ કહે છે. આનું વેર વાળવાને ગ્રણુરો લશ્કરી સિપાઈઓને આ ગામ ઉપર છોડી મૂકવામાં આવ્યા. સિપાઈઓએ પુરુષવર્ગને પકડી લઈને સ્ત્રીઓની સાથે સ્વચ્છંદી વર્તન ચલાવ્યું. બળાત્કારનો ભોગ બનેલી સંખ્યાબંધ સ્ત્રીઓમાં નાની બાળકીથી માંડીને ડોસીનો સમાવેશ થઈ જાય છે.

બિહાર અને સંયુક્તપ્રાંતમાં જે ગામોની નજીક પાટા ઉખેડવાના કે બીજા ભાંગફોડના બનાવો બન્યા હતા, તેનું વેર વાળવા માટે આ ગામો ઉપર ભૂખ્યાં વરુની જેમ લશ્કર છોડી મૂકવામાં આવ્યું. લશ્કરે આ ગામડાંની પ્રજા ઉપર જે અમાનુષી ત્રાસ વર્તાવ્યો તેનો સંયુક્તપ્રાંતનું ગાઝીપુર ગામ એક નમૂનો છે. ભારત સેવક સમાજના પ્રમુખ પંડિત હૃદયનાથ કુંઝરૂ અને વડી ધારાસભાના સભ્ય શ્રી કે. સી. નિયોગીના બયાન પ્રમાણે ઑગસ્ટની ૨૪મી તારીખે સો દોઢસો લશ્કરી સૈનિકોનું ધાડું ગાઝીપુર ગામ ઉપર ચડી આવ્યુ. ગામના પુરુષવર્ગને ઘરમાંથી બહાર કાઢીને આ સૈનિકો ઘરમાં પેઠા. સ્ત્રીઓનાં શરીર ઉપરથી ઘરેણાં ઉતારી લીધાં પછી ઘરમાંથી પૈસા તથા કીમતી વસ્તુઓની તેમણે લૂંટ ચલાવી. આ પછી બહાર નીકળીને સંખ્યાબંધ મકાનોને આગ લગાડીને જલાવી દીધાં. છેવટે પુરુષવર્ગને નગ્ન કરી દેડકા જેવી સ્થિતિમાં હારબંધ બેસાડીને દરેકને ઉપરાઉપરી બન્ને બાજુથી ફટકા લગાવવામાં આવ્યા. કેટલાકને તો આ દશામાં ઝાડ સાથે બાંધીને ત્રીસ ત્રીસ ફટકા મારવામાં આવ્યા. બાલિયા, ગોરખપુર, આઝમગઢ,

જુવાનપુર અને બીજી અનેક જગાઓએ આવાં કે આથી ય વધુ હેવાનિયતભર્યાં કામ લશ્કરના હાથે થયાં. બિહારમાં તો ત્યાંના નેશનલ વૉર ફ્રન્ટના પ્રમુખ રાયબહાદુર શ્રી નારાયણ મહેતાના કહેવા પ્રમાણે, ગામડાં ઉપર છોડી મૂકવામાં આવેલા સિપાઈઓનાં લોહીતરસ્યાં ધાડાંઓએ લોકોની માલમિલકત લૂંટી લઈને ગામના ગામ બાળી નાખ્યાં.

ખાનદેશમાં આવેલા નંદરબારમાં નીકળેલા શાળાના વિદ્યાર્થીઓના શાંત સરઘસ ઉપર ગોળીબાર કરવામાં આવ્યો, જેને પરિણામે ત્રણ છોકરાઓ માર્યા ગયા; જેમાંનો એક સાત વર્ષનો, બીજો બાર વરસનો અને ત્રીજો સોળ વરસનો એમ હતા. ગુજરાતનાં ગામડાંઓમાં પત્રિકા વહેંચવા નીકળેલા વિદ્યાર્થીઓની એક ટુકડીને અડાસ સ્ટેશને તારની વાડની આડે ઊભા રહેવાનો હુકમ કરીને, કોઈ પણ જાતના કારણ વગર એકાએક તેમના ઉપર ગોળીબાર કરવામાં આવ્યો, જેને પરિણામે ચાર વિદ્યાર્થીઓ ત્યાં જ મરણ પામ્યા. ઘાયલ થયેલા અને મરણને કાંઠે પહોંચેલા વિદ્યાર્થીઓને પાણી કે દાક્તરી સારવાર પણ ન આપવા દેવામાં આવી. મદ્રાસ પાસે આવેલા રામનાદમાં પણ સ્ત્રીઓ ઉપર બળાત્કાર અને બીજા અત્યાચારો થયા. સિંધમાં હૈદરાબાદ નજીક રેલવેના પાટા પાસેથી પકડાયેલા હેમુ કાલાણી નામે ૧૭ વર્ષના નવલોહિયા કિશોરને ફિશપ્લેટ ઉખાડવાના આરોપસર લશ્કરી અદાલતે ફાંસીની સજા ફરમાવી. આ જંગલી સજા સામે દેશભરમાંથી વિરોધનો વંટોળ ઊઠવા છતાં ય તેનો અમલ કરવામાં આવ્યો.

પોલીસ અને લશ્કરે મચાવેલા ભીષણ અત્યાચારકાંડથી દેશ આખો ખળભળી ઊઠ્યો. ચીમૂરના અત્યાચારોની નિર્લજ્જતાથી આઘાત પામીને ગાંધીજીના સાથી અને સેવાગ્રામ આશ્રમના એક અંતેવાસી શ્રી જયકૃષ્ણ ભણસાલીએ વાઇસરૉયની કારોબારીના સભ્ય શ્રી અણેને આ અંગે ઘટતું કરવાને વીનવ્યા, પણ ચીમૂરના મામલામાં કાંઈ પણ કરવાની શ્રી અણેએ તૈયારી નહિ બતાવતાં, ભણસાલીજીએ નવી દિલ્હીમાં શ્રી

૭

અહિંના મકાનમાં જ તા. ૧લી નવેમ્બરે અપવાસ શરૂ કર્યા. તે જ દિવસે સાંજના તેમને પકડી જેલમાં લાવ્યા. ૬ઠ્ઠી નવેમ્બરે તેમને સેવાગ્રામ લઈ જઈને બીજે દિવસે છોડી મૂકવામાં આવ્યા. અપવાસ મોકૂફ રાખીને ભણસાળીજી તા. ૧૦મીએ ચીમૂર જવા ઊપડ્યા. તા. ૧૧મીએ તેમણે ફરીને અપવાસ શરૂ કર્યા. ૧૩મીએ તેમને પકડીને સેવાગ્રામ ઉપાડી જઈ ૧૫મીએ છોડી મૂકવામાં આવ્યા. અપવાસ ચાલુ રાખીને અપવાસી હાલતમાં જ તેમણે તા. ૧૯મીએ ચીમૂર તરફ પગપાળા કૂચ આદરી. આઠ માઈલ આવી રીતે કાપ્યા પછી તેમને પકડીને સ્ટ્રેચર ઉપર સેવાગ્રામ પાછા મૂકી આવવામાં આવ્યા. ત્રીજી વખત તેમણે ચીમૂર કૂચનો આરંભ કર્યો ૨૫મી નવેમ્બરે, ખોરાક કે પાણીનું ટીપું પણ મોંમાં મૂક્યા વગરના ચૌદ દિવસ પછી પણ તેમણે રાતના જ ચીમૂર પહોંચવાનો આગ્રહ રાખ્યો. આત્મબળ ઉપર ચીમૂરનો પ્રવાસ અને જીવનનો પ્રવાસ—બન્ને એકીસાથે ચાલુ રાખી રહેલા સંત ભણસાળીને ફરીને રસ્તામાંથી પકડીને સેવાગ્રામ લઈ જવામાં આવ્યા. શાંતિથી મૃત્યુને ભેટવાની તત્પરતા સાથે ભણસાળીજીએ અપવાસ ચાલુ રાખ્યા. દિવસે દિવસે તેમનો જીવનદીપ ઝાંખો પડવા લાગ્યો. પણ તેની સાથે દેશભરનું ધ્યાન તેમના ઉપર અને ચીમૂર ઉપર કેન્દ્રિત થવા લાગ્યું. ભણસાળીજીનો પ્રાણ જેમ જેમ ઓસરતો ચાલ્યો તેમ તેમ દેશમાં ચીમૂરકાંડની સામેનો રોષનો જુવાળ ચડતો ચાલ્યો. વર્તમાનપત્રોમાં ચીમૂર અને ભણસાળીજી વિષે આવતા વિગતોથી ભરપૂર સમાચારોથી ભડકીને સરકારે ભણસાળીજી અને ચીમૂર વિષે કાંઈ પણ છાપવાની કડક મનાઈ ફરમાવી દીધી. સરકારના આ જોહુકમીભર્યા ફરમાનના વિરોધમાં દેશભરના વર્તમાનપત્રોએ એ દિવસની હડતાલ પાડી અને બીજા દિવસથી જીવન–મરણ વચ્ચે ઝોલાં ખાતા ભણસાળીજીના ખબર દીપની જ્યોત દ્વારા પ્રજાને સૂચક રીતે આપવા માંડ્યા. છેવટે નારીજાતિના સન્માન માટે આદર વ્યક્ત કરતા અને પોલીસ અને લશ્કર તરફથી તેમના માનઆબરૂની રક્ષા કરવાના પોતાના દાવાની ખાતરી આપતા

મધ્યપ્રાંતની સરકારના જાહેર નિવેદનને કારણે, તેમ જ ભણસાલીજીની તબિયત સારી થતાં તેમની સાથે ચીમૂર જવાની શ્રી અણેએ ખાતરી આપવાથી, શ્રી ભણસાલીના અપવાસનો ૬૨ દિવસ પછી જાન્યુઆરીની ૧૨મી તારીખે અંત આવ્યો. સ્ત્રીજાતિના ગૌરવ અને શિયળ માટે પોતાનું જીવન હોડમાં મૂકી દઈને તપસ્વી ભણસાલીએ દેશ સમસ્તનું ધ્યાન, એ મુદ્દા ઉપર કેન્દ્રિત કરી દીધું.

હડતાલ, સભા, સરઘસ, ભાંગફોડ, બૉંબ તથા બીજું બધું પણ આ દરમિયાન ચાલ્યા કરતું હતું; પણ ઉગ્ર સરકારી દમનને કારણે તેમાં ધીમે ધીમે મંદીના ચિહ્ન જણાતા હતા. આ અરસામાં ઈ. સ. ૧૯૪૩ના ફેબ્રુઆરીની ૧૦મી તારીખે દેશભરને હચમચાવી મૂકનાર ગાંધીજીના અપવાસ, ધરતીકંપની જેમ બહાર આવ્યા. દિલ્હી સરકારે એ દિવસે ગાંધીજીના અપવાસની જાહેરાત કરતી પોતાની પ્રસ્તાવના સાથે, ગાંધીજીનો જેલમાંથી સરકાર સાથે થયેલો પત્રવ્યવહાર પણ પ્રકટ કર્યો. વાઈસરૉય સાથેના પોતાના લંબાણ પત્રવ્યવહારમાં ગાંધીજીએ અહિંસામાંની પોતાની દૃઢ શ્રદ્ધા જાહેર કરી હતી. કૉંગ્રેસની નીતિ હજુ ય અસંદિગ્ધ રીતે અહિંસાની છે, એમ જાહેર કર્યું હતું, તેમ જ દેશમાં થયેલી હિંસા માટે સરકારને જ જવાબદાર ઠરાવી હતી. વાઈસરૉય સાથે વાટાઘાટો ચલાવવાની પોતાને તક આપ્યા વગર પોતાને અને કૉંગ્રેસના આગેવાનોને પકડી લઈને સરકારે જ ઉતાવળી ભૂલ કરી હતી, એમ તેમણે જણાવ્યું હતું. વાઈસરૉયે દોષનો ટોપલો કૉંગ્રેસ અને ગાંધીજીને માથે ઢોળવાનો પ્રયત્ન કર્યો ત્યારે ગાંધીજીએ પોતે ખોટા હોવા બાબતની ખાતરી કરી આપવાની, અથવા તો કૉંગ્રેસ કાર્યવાહક સમિતિના સભ્યોની સાથે પોતાને સંપર્કમાં મૂકવાની માગણી કરી હતી. આનો પણ વાઈસરૉયે સ્વીકાર નહિ કરવાથી ગાંધીજીએ ૨૯મી જાન્યુઆરી ૧૯૪૩ના પોતાના પત્રમાં, એકવીસ દિવસના અપવાસ શરૂ કરવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો. મરણ-પર્યંત અપવાસ કરવાની નહિ, પણ ઈશ્વર જો ઇચ્છે તો અગ્નિપરીક્ષામાંથી પસાર થવાની પોતાની ઇચ્છા હોવાથી અપવાસ દરમિયાન, સાઈટ્રિક

ફૂટનું (લીંબુ, સંતરાં, મોસંબી જેવાં ખટાશવાળાં ફળો) પાણી લેવાનો પોતાનો ઇરાદો છે, એમ પણ તેમણે જાહેર કર્યું. શક્તિ મુજબના આ અપવાસ ('કેપેસિટી ફાસ્ટ') ને નામે ઓળખાયેલા આ અપવાસ પોતે ૯મી ફેબ્રુઆરીથી શરૂ કરવાનો વિચાર રાખે છે, એમ પણ તેમણે જણાવ્યું. વાઇસરોયે આ પત્રનો જે જવાબ આપ્યો, તેને સત્યાગ્રહની દૃષ્ટિએ અપવાસ માટેના નિમંત્રણ જેવો ગણીને, ગાંધીજીએ પોતાના ૭મી ફેબ્રુઆરીના પત્રમાં, તા. ૯મીથી અપવાસ શરૂ કરવાનો પોતાનો નિર્ણય જાહેર કર્યો. સરકારે અપવાસના દિવસો દરમિયાન તેમનો કામચલાઉ છુટકારો કરવાની તૈયારી બતાવી. કામચલાઉ છુટકારાની આ દરખાસ્તનો અસ્વીકાર કરીને ગાંધીજીએ જેલમાં જ અપવાસ કરવાની ઇચ્છા બતાવી, અને સરકારને વિચાર ચલાવવાનો પૂરતો વખત આપવા માટે તા. ૯મીને બદલે તા. ૧૦મીએ અપવાસ શરૂ કરવાનો નિર્ણય જાહેર કર્યો.

આ બધા પત્રવ્યવહારની સાથે ગાંધીજીના અપવાસના સમાચાર દેશ સમક્ષ આવતાં જ દેશનું વાતાવરણ પલટાઈ ગયું. ગાંધીજી પકડાયા પછી તા. ૧૫મી ઑગસ્ટ ૧૯૪૨ના રોજ, શ્રી મહાદેવભાઈ દેસાઈના સ્વર્ગવાસના સમાચાર આવ્યા ત્યારે ગાંધીજી પૂનાના આગાખાન મહેલમાં હોવા વિશે અણસારો મળેલો. ત્યારપછી આટલા લાંબા વખતે ગાંધીજીના સમાચાર આ પહેલી જ વખત દેશ સમક્ષ આવ્યા. ગાંધીજી એટલે આધુનિક હિંદનું સૌથી પ્રચંડ બળ; તેમના અપવાસના સમાચારથી દેશના તમામ પક્ષોની છાવણીમાં ખળભળાટ મચી ગયો. દેશના લગભગ તમામ પક્ષોએ ગાંધીજીના બિનશરતી છુટકારાની માગણી કરી. પરંતુ સરકારે તો દેશના આ પ્રચંડ પોકાર આડે બહેરા કાન ધર્યા. સરકારી નીતિના વિરોધ તરીકે વાઇસરૉયની કારોબારીના ત્રણ સભ્યો શ્રી માધવરાવ અણે, શ્રી નલિનીરંજન સરકાર અને સર હોમી મોદી ફેબ્રુઆરીની ૧૭મી તારીખે રાજીનામું આપીને છૂટા થયા. રાજાજી, સપ્રુ, જયકર, ડૉ. શ્યામાપ્રસાદ મુકરજી વગેરે નેતાઓએ ગાંધીજીની

મુક્તિની માગણી કરવા માટે દિલ્હીમાં એક પરિષદ બોલાવવાની જાહેરાત
કરી. આ દરમિયાન ગાંધીજીના ઉપવાસ તો ચાલુ જ હતા. ફેબ્રુઆરીની
૨૦મી તારીખે ગાંધીજીની તબિયત ખૂબ ગંભીર હોવાના ખબર ડૉક્ટરી
અહેવાલ દ્વારા બહાર આવતાં, દેશમાં ચિંતાનું વાતાવરણ ફેલાઈ ગયું.
૨૧મી તારીખે તેમની તબિયતમાં ભારે મોટી કટોકટી ઊભી થઈ, અને
ડૉક્ટરોએ જાહેર કર્યું કે ત્રણ દિનમાં ઉપવાસનો અંત આણવામાં નહિ
આવે તો તેમનું જીવન બચાવી લેવામાં બહુ મોડું થઈ ગયું હશે. આ
ખબરથી દેશનો પ્રાણ તાળવે ચોંટી ગયો. બરાબર એ જ દિવસે
દિલ્હીની નેતાપરિષદને ગાંધીજીનો છુટકારો કરવામાં નહિ આવે, એવો
વાઈસરૉયનો અંતિમ જવાબ મળી ગયો. ગાંધીજીના જીવનનો તેમના
જ ઉપવાસથી અંત આવે એની પરવા સરકારને નહોતી અને એનાં
પરિણામોનો સામનો કરવાની તૈયારીઓ પણ સરકારે કરી લીધી હતી.
દિલ્હી અને બીજાં શહેરોમાં પોલીસ અને લશ્કરનો મજબૂત બંદોબસ્ત
ગોઠવી દેવામાં આવ્યો.

સરકાર તરફથી આખરી નિરાશાજનક જવાબ મળી જવાથી કોઈ
ચમત્કાર થયા વગર ગાંધીજીના બચવાનો સંભવ હવે દેખાતો ન હતો.
દેશભરમાં કરોડો ભાવિક અને શ્રદ્ધાથી ભરપૂર નરનારીઓએ ગાંધીજીના
જીવનની રક્ષા માટે ઈશ્વરને પ્રાર્થના કરવા માંડી. આ વિશ્વની સર્વોચ્ચ
સરકાર સમક્ષ તેમણે પોતાની ધા નાખી.

તા. ૨૨મીએ ખબર આવ્યા કે કટોકટી હળવી થતી જાય છે,
અને હૃદયની નબળાઈ છતાં ગાંધીજી વધુ સ્વસ્થ અને આનંદી દેખાય
છે. તા. ૨૩મીએ તબિયતમાં વધુ સુધારો માલૂમ પડ્યો. કટોકટી ચાલી
ગઈ હતી. દેશના પ્રાણમાં પ્રાણ આવ્યો. સૌને આશા બંધાઈ કે ગાંધીજી
ઉપવાસમાંથી જરૂર સહીસલામત પાર ઊતરી જશે અને થયું પણ તેમજ.
ગાંધીજીનું આત્મબળ અને જીવવાનો દૃઢ સંકલ્પ, દાક્તરોની કાળજીભરી
શુશ્રૂષા અને કરોડો દેશજનોના અંતર્હૃદયની મૂગી પ્રાર્થના અને શુભેચ્છા।

એમને ચમત્કાર કરી બતાવ્યો. ગાંધીજીનું અમૂલ્ય જીવન બચી જવાથી સર્વત્ર રાહતની લાગણી ફેલાઈ. તા. ૩જી માર્ચે ગાંધીજીએ ઉપવાસના પારણાં કર્યાં. દેશભરમાં એ દિવસ મહાન ઉત્સવ તરીકે અનેરા ઉત્સાહથી ઉજવવામાં આવ્યો.

ઉપવાસનો અંત આવ્યો એટલે ફરીને પાછા આગાખાન મહેલના દ્વાર બીડાઈ ગયા. ગાંધીજીને મળવાની રજા આપવાની નેતાપરિષદની વિનંતિને વાઈસરોયે ઠોકરે ઉડાવી. અમેરિકાના પ્રમુખ રૂઝવેલ્ટના પ્રતિનિધિ મિ. ફિલીપ્સને પણ ગાંધીજીને મળવા દેવાની સાફ ના પાડવામાં આવી. આ ઇન્ડિયન મુસ્લિમ લીગના પ્રમુખ જનાબ જિન્ના ઉપર ગાંધીજીએ લખેલો પત્ર સુદ્ધાં તેમના ઉપર પહોંચવા દેવાનો પણ સરકારે ઇનકાર કર્યો. ગાંધીજીને દેશની સાથે કોઈ પણ રીતે સંપર્ક નહિ સાધવા દેવાનો સરકારનો મક્કમ નિર્ણય દેખાતો હતો.

દેશમાં દમન સખ્તી ફેલાઈ ગઈ. લડતનો વેગ હવે ઘટતો જતો હતો. પ્રજાવ્યાપી કાર્યક્રમો તો હવે દેશના મોટા ભાગમાં બંધ થઈ ગયા હતા. નાના નાના સભાસરઘસો તથા છૂટાછવાયા વ્યક્તિગત કાર્યો થવા લાગ્યા, પણ લડતનો જુસ્સો રહ્યો ન હતો. મિલો, કારખાના, બજાર વગેરે સર્વત્ર ચાલુ થઈ ગયા હતા. ૯મી તારીખને દિવસે નેતાઓના માનમાં પડતી હડતાળ, નેતાઓ જેલમાં છે એની સ્મરણ યાદ આપી જતી હતી. શાળાકોલેજની હડતાળ પણ ભાગ્યે જ કોઈ ઠેકાણે ચાલતી હતી. લગભગ આઠ મહિના ચાલેલી અમદાવાદની પ્રસિદ્ધ વિદ્યાર્થી હડતાળનો પણ, એપ્રિલના ત્રીજા અઠવાડિયાના અંત આવ્યો. થોડાઘણા જવાનો હજુ ય દેશના દરેક ભાગમાં લડાઈને આગળ ધપાવવા મથી રહ્યા હતા. હજારો કોંગ્રેસી કાર્યકર્તાઓ જેલમાં જતા રહ્યા હતા, પણ લડતની વ્યાપકતા કે જોમ ક્યાંયે દેખાતું ન હતું. નાછૂટકે કામધંધે વળગી રહ્યા હતા. વિદ્યાર્થીઓએ ભણવામાં અને પરીક્ષામાં મન પરોવવા માંડ્યું હતું. ઓગસ્ટના ઓજસ્વી દિવસો ચાલ્યા ગયા હતા. દેશના રાજકીય

વાતાવરણમાં ભયાનક અંધકાર છવાઈ રહ્યો હતો. યુરોપમાં યુદ્ધ ગર્જી રહ્યું હતું, અહીં સ્મશાનની શાંતિ. ત્યાં લાખો માણસો એકબીજાની કતલેઆમ કરીને મરી રહ્યા હતા. અહીં ઝૂરતા માણસો મડદા જેવા થઈ ગયા હતા. દેશભરમાં પ્રજા બીજાણ મોંઘવારી અને ચલણના ફુગાવાને લીધે ઊભા થતી હાડમારીઓથી પીડાઈ રહી હતી. એવામાં બંગાળમાં ભયંકર ભૂખમરો ઊભો થયો. ટપોટપ માણસો મરવા લાગ્યાં. કલકત્તા જેવું મહાન ઔદ્યોગિક શહેર પણ મુડદાંથી ઉભરાઈ ગયું. શ્રી હૃદયનાથ કુંઝરૂએ આપેલા આંકડા મુજબ, ૧૯૪૨ના ઑગસ્ટથી નવેંબર સુધીના ચાર મહિનામાં જ, અનાજને અભાવે બંગાળમાં પચાસથી સાઠ લાખ માણસો મરણ પામ્યાં. ખેતીપ્રધાન હિંદુસ્તાનના સૌથી વિશાળ અને સંસ્કારસંપન્ન પ્રાંતના આટલાં બધાં માણસોનાં મોત માટે જવાબદાર પરદેશી સરકાર સામે જનતાનો રોષ વધતો જ ચાલ્યો.

દિવસ ઉપર દિવસ અને મહિના ઉપર મહિના વીતવા માંડ્યા. દેશની રાજકીય પરિસ્થિતિ તો વણસતી જ ચાલી. મડાગાંઠનો ઉકેલ કરવા માટેના નેતાપરિષદના પ્રયત્નોને કોઈ પણ જાતની સફળતા મળી નહિ. આ અરસામાં હિંદના વાઈસરૉય લૉર્ડ લિનલિથગોની મુદત પુરી થતાં તેમની જગા લૉર્ડ વેવેલે લીધી. જૂનની ૧૮મીએ તેમની નિમણૂક થઈ અને ઑક્ટોબરની ૨૦મીએ તેમણે હોદ્દો ધારણ કર્યો. ૧૯૪૪ના ફેબ્રુઆરીની ૧૭મી તારીખે વડી ધારાસભાના સભ્યો સમક્ષ તેમણે પોતાનું પ્રથમ ભાષણ આપ્યું. ૮મી ઑગસ્ટનો ઠરાવ પાછો ખેંચાય નહિ ત્યાં સુધી કૉંગ્રેસના નેતાઓની મુક્તિની માગણીનો તેમણે સાફ ઇનકાર કર્યો.

આ અરસામાં આગાખાન મહેલમાંથી શ્રીમતી કસ્તુરબા ગાંધીની તબિયત ગંભીર થતી જતી હોવાના સમાચાર બહાર આવ્યા હતા. દેશમાં આથી ચિંતાનું વાતાવરણ ફેલાયું. કસ્તુરબાનો છુટકારો કરવાની પ્રજાવ્યાપી માગણીનો સરકારે અસ્વીકાર કર્યો. પાછળથી ગાંધીજીના પત્રો ઉપરથી જાણવા મળ્યું તેમ આગાખાન મહેલમાં પણ તેમને

પૂરતી વૈદ્યકીય સારવાર આપવામાં આવી નહિ. અંતે ફેબ્રુઆરીની ૨૨મી તારીખે કસ્તુરબાનો દેહાંત થયો. દેશ આખો શોકમાં ગરકાવ થઈ ગયો. આ પહેલાં આગાખાન મહેલમાં જ ગાંધીજીએ પોતાના રહસ્યમંત્રી અને પચીસ વર્ષના નિકટના સાથી મહાદેવભાઈ દેસાઈને ગુમાવ્યા હતા, અને હવે જીવનભરનાં સાથી–બાસઠ વર્ષનાં સહચરીને ગુમાવી બેસવાથી તેમના હૃદયને ભારે મોટો આઘાત થયો હોવાથી, પણ દેશ બેવડા દુઃખમાં પડ્યો. રાષ્ટ્રપતિ મૌલાના આઝાદે પણ આ દરમિયાન બેગમ આઝાદને ગુમાવ્યાં હતાં. એની વેદના પણ દેશના હૃદયમાંથી ભૂંસાઈ ન હતી.

1

કસ્તુરબાના સ્વર્ગવાસ પછી આગાખાન મહેલમાં ગાંધીજીની તબિયત પણ બગડી હોવાના સમાચાર એપ્રિલના પહેલા અઠવાડિયામાં બહાર આવતાં દેશની ચિંતા વધી. એપ્રિલની ૬ઠ્ઠી તારીખે તેમને મેલેરિયા શરૂ થયો. તેમની સ્થિતિ ચિંતાજનક બનતાં દેશભરમાંથી તેમના છુટકારા માટે સર્વવ્યાપી પોકાર ઊઠ્યો. અને તેમની તબિયત વધુ લથડવાથી મેની ૬ઠ્ઠીએ તેમને છોડી મૂકવામાં આવ્યા. તેમનો છુટકારો માત્ર વૈદ્યકીય કારણોસર જ છે, એવી સ્પષ્ટ જાહેરાત તેમને છોડતી વખતે સરકારે કરી.

લૉર્ડ વેવેલ તેમજ હિંદી સરકાર અને મુંબઈ સરકારના ગૃહખાતાંઓ વચ્ચે થયેલો લંબાણ પત્રવ્યવહાર, તથા "૧૯૪૨નાં તોફાનો માટે કૉંગ્રેસની જવાબદારી" નામની હિંદની સરકારે પ્રગટ કરેલી પુસ્તિકાનો ગાંધીજીએ આપેલો જવાબ બહાર પડ્યો. આ પત્રવ્યવહારથી પ્રજાને ગાંધીજીએ પોતાના જેલનિવાસ દરમિયાન સહેલી વ્યથા અને તેમના માનસિક સંતાપનો ખ્યાલ મળ્યો. ૮મી ઑગસ્ટના ઠરાવનો તથા કૉંગ્રેસની અને પોતાની સામ્રાજ્યવાદ અને ફૅસિઝમ—બન્નેનો સતતપણે વિરોધ કરતી વલણનો આ પત્રોમાં ગાંધીજીએ જ્વલંત બચાવ કર્યો હતો. દેશમાંની તમામ હિંસા માટે તેમણે સરકારને જવાબદાર ઠરાવી હતી. હિંદની આઝાદી માટે પોતે જે કાંઈ કર્યું છે કે કહ્યું છે, એ માટે પોતાને સહેજ પણ દિલગીરી નથી, એમ તેમણે જણાવ્યું હતું. લૉર્ડ વેવેલ ઉપરના પોતાના છેલ્લા પત્રમાં તો ગાંધીજીએ કહ્યું હતું કે જ્યાં સુધી સરકારના દિલમાં, નીતિમાં અને દૃષ્ટિબિંદુમાં પરિવર્તન ન થાય ત્યાં સુધી પોતાને માટે યોગ્ય સ્થાન જેલમાં જ રહે છે.

જુહૂનિવાસ દરમિયાન ગાંધીજીએ નબળી તબિયતે પણ રાજકીય પ્રશ્નોમાં રસ લેવા માંડ્યો. ૨૦મી મેએ તેમણે ડૉ. જયકર ઉપર લખેલો પત્ર, ૩૧મી મેએ જનતા સમક્ષ રજૂ થયો. તેમાં તેમણે સ્પષ્ટપણે જણાવ્યું હતું કે, "ઑગસ્ટનો ઠરાવ હું પાછો ખેંચી શકું નહિ. મારે માટે તો એ જીવનના શ્વાસ બરાબર છે."

જુહૂ ખાતે તબિયતમાં ઠીક ઠીક સુધારો થયા પછી જૂનની ૧૫મીએ ગાંધીજી પૂના ગયા. ત્યાંથી તેમણે વાઈસરૉય ઉપર પત્ર લખીને પોતાને કૉંગ્રેસ કારોબારીના સભ્યો સાથે મળવા દેવાની માગણી કરી, અને આ માટે ચર્ચા કરવાની જરૂર હોય તો પોતે વાઈસરૉયને મળવાની ખુશી બતાવી. લૉર્ડ વેવલે ગાંધીજીની આ દરખાસ્તનો સ્વીકાર કરવાની ના પાડીને કોઈ રચનાત્મક દરખાસ્ત રજૂ કરવાની તેમને ભલામણ કરી.

જુલાઈના પહેલા અઠવાડિયામાં ગાંધીજી પંચગની ગયા. પંચગની-નિવાસ દરમિયાન તેમની તબિયતમાં ક્રમે ક્રમે સુધારો થવા લાગ્યો. જુલાઈના બીજા સપ્તાહમાં પંચગનીથી અત્યંત મહત્ત્વનાં એવાં બે નિવેદનો બહાર પડ્યાં. આમાંના એક નિવેદન દ્વારા કૉંગ્રેસ–લીગ એકતા સ્થાપિત કરવાનો અને બીજા દ્વારા રાષ્ટ્રિય સરકાર હાંસલ કરીને મડાગાંઠનો ઉકેલ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. રાજાજીની દરખાસ્ત તરીકે વિખ્યાત થયેલું પ્રથમ નિવેદન, જુલાઈની ૯મીએ ગાંધીજીની સંમતિ સાથે રાજાજીએ પ્રસિદ્ધ કર્યું. આ નિવેદનમાં જનાબ જિન્હા સાથે રાજાજીએ ચલાવેલી વાટાઘાટો અને પત્રવ્યવહારનો સાર આપવામાં આવ્યો હતો. ગાંધીજીની સંમતિ સાથેની કૉંગ્રેસ–લીગ એકતા માટેની રાજાજીની દરખાસ્તોનો સાર આ હતો :

કૉંગ્રેસ–લીગ સમાધાનની શરતો માટેની ભૂમિકારૂપ આ યોજનાને ગાંધીજી અને જનાબ જિન્હાએ સંમતિ આપવી, અને કૉંગ્રેસ અને મુસ્લિમ લીગ તેને મંજૂર કરે, તે માટે એ બન્નેએ પ્રયત્ન કરવો.

૧. હિંદની આઝાદીની માગણીને લીગે અપનાવી લેવી અને રાષ્ટ્રિય સરકારની સ્થાપનામાં તેણે કૉંગ્રેસ સાથે સહકાર કરવો.

૨. યુદ્ધને અંતે હિંદના ઉત્તર–પશ્ચિમ અને પૂર્વ તરફના મુસ્લિમોની સ્પષ્ટ બહુમતીવાળા વિસ્તારો નક્કી કરવા માટે એક કમિશન નીમવામાં આવે. આ કમિશને નક્કી કરેલા વિસ્તારોમાંની તમામ પ્રજાની પુખ્ત ઉંમરના મતાધિકાર કે બીજા કોઈ પણ વ્યવહારુ ધોરણે લોક-મતગણતરી કરીને હિંદુસ્તાનમાંથી છૂટા પડવા અંગે નિર્ણય કરવામાં આવે. બહુમતી છૂટું સ્વતંત્ર રાજ્ય સ્થાપવાની તરફેણમાં પોતાનો નિર્ણય આપે, તો તેનો સ્વીકાર કરવો.

૩. મતગણતરી થાય તે અગાઉ દરેક પક્ષને પોતપોતાના દૃષ્ટિબિંદુઓનો પ્રચાર કરવાની છૂટ રહેશે.

### ૪. બ્રિટને હિંદને સંપૂર્ણ સત્તાની ફેરબદલી કર્યા પછી જ આ શરતો બંધનકર્તા થશે

રાજાજીની દરખાસ્તોને ગાંધીજીની સંમતિ તો ૧૯૪૩ના ફેબ્રુઆરીમાં તેમના ઉપવાસ દરમિયાન જ મળી ચૂકી હતી. જનાબ જિન્નાએ એમાં સંમતિ આપવાની ના પાડવાથી, દરખાસ્તો વિચારણા માટે દેશ સમક્ષ મૂકવામાં આવી. કોંગ્રેસ–લીગ સમાધાન માટેની આ દરખાસ્તો સામે દેશમાંથી અનેક પ્રકારના પરસ્પર વિરોધી અવાજો ઊઠ્યા, પણ આ પ્રત્યાઘાતો સ્પષ્ટ સ્વરૂપ ધારણ કરે એ પહેલાં તો તા. ૧૧મીએ 'ગેલ્ડર દરખાસ્તો'ને નામે જાણીતા થયેલાં, ગાંધીજીએ લંડનના 'ન્યૂઝ ક્રૉનિકલ'ના ખબરપત્રી મિ. સ્ટુઅર્ટ ગેલ્ડરની સાથેની મુલાકાતમાં આપેલાં નિવેદનો પ્રસિદ્ધ થયાં. આ નિવેદનોમાં ગાંધીજીએ ૧૯૪૨ પછીના બે વર્ષોમાં પલટાયેલા સંજોગોને ધ્યાનમાં લઈ, સામુદાયિક લડત અત્યારના સંજોગોમાં ચાલુ કરવાનો પોતાનો ઇરાદો નથી એમ જાહેર કર્યું. યુદ્ધ પછી સંપૂર્ણ સ્વતંત્રતાની જાહેરાત કરવાની સાથે, લશ્કરી કાબૂ વાઈસરૉય અને કમાન્ડર-ઇન-ચીફના હાથમાં રહેવા દઈને, વાઈસરૉયની સ્થિતિ જેમાં ઇંગ્લંડના રાજા જેવી રહે, એવી સનદી વહીવટમાં સંપૂર્ણ સત્તાવાળી, ધારાસભાઓને જવાબદાર યુદ્ધકાલીન રાષ્ટ્રીય સરકારની સ્થાપના થાય તો તેમાં ભાગ લેવાની પોતે કોંગ્રેસને સલાહ આપશે એમ જાહેર કર્યું. ૯મી ઑગસ્ટની સવારે પોતાની ગિરફતારી થવાની સાથે ૮મી ઑગસ્ટના ઠરાવમાં પોતાને અપાયેલી સત્તાનો અંત આવતો હોઈ, કોંગ્રેસ કારોબારીના સભ્યોને મળ્યા વગર પોતે કશો નિર્ણય કરી શકે તેમ નથી એમ પણ તેમણે જણાવ્યું.

'ગેલ્ડર દરખાસ્તો' ના પણ દેશમાં ભિન્ન ભિન્ન પ્રત્યાઘાતો થયા. કેટલાકને એક વાસ્તવવાદી માર્ગ તરીકે ગાંધીજીની દરખાસ્તો ગમી, જ્યારે કેટલાકને તે કોંગ્રેસના વાવટાને નીચે ઉતારવા જેવી પણ લાગી. પણ સમાધાન માટેના ગાંધીજીના આ પ્રયાસને બ્રિટિશ સરકારે

ગાંધીજીની યોજનાનું પૃથક્કરણ કરતાં જનાબ જિન્નાએ એ યોજનાને અધૂરી અને મુસ્લિમ લીગની માગણીના નકારરૂપ ગણાવી વખોડી કાઢી, પણ ગાંધીજી સાથે ચર્ચા કરવાની ભૂમિકારૂપે એ દરખાસ્તને સ્વીકાર્ય ગણી ગાંધીજીને મળવાને પોતે તૈયાર છે એમ જાહેર કર્યું. ઑગસ્ટની મધ્યમાં પોતે મુંબઈ ખાતે પોતાના નિવાસસ્થાને ગાંધીજીને આવકારવાને ખુશી છે, એવો પત્ર તેમણે ગાંધીજીને ૨૪મી જુલાઈએ લખી દીધો હોવાની જાહેરાત પણ કરી.

ગાંધી–જિન્ના મુલાકાત ઉપર હવે દેશનું ધ્યાન કેન્દ્રિત થયું. મુલાકાતના પરિણામ ઉપર દેશ આખાના ભાવિનો આધાર હોઈ મુલાકાતમાં દરેક પક્ષે રસ લેવા માંડ્યો. હિંદુ મહાસભા તથા શીખોના કેટલાક વિભાગો સિવાય દરેકે આ મુલાકાતને સફળતા ઇચ્છી. વિનીત આગેવાનોમાંથી સર તેજ બહાદુર સપ્રુ, જયકર વગેરેએ ગાંધીજીની યોજનાને ખુલ્લા દિલનો ટેકો આપ્યો, જ્યારે સર ચિમનલાલ સેતલવડ તથા શ્રીનિવાસ શાસ્ત્રી જેવા કેટલાક તેની વિરુદ્ધ હતા. કિરણશંકર રૉય અને બંગાળના કેટલાક કૉંગ્રેસવાદીઓ ગાંધીજીની યોજના વિષે સાશંક હતા, પણ ગાંધીજીએ તેમને ખાતરી આપી કે બંગાળને પૂછ્યા વિના પોતે કશું નહિ કરે. દેશના કોઈ પણ વિભાગના હિતોને હાનિ ન પહોંચે એની કાળજી લેવાની ગાંધીજીએ ખાતરી આપી.

પંચગની ખાતે તબિયતમાં સારો એવો સુધારો થયા પછી ઑગસ્ટના આરંભમાં ગાંધીજી સેવાગ્રામ ગયા. ૧૯મીએ થનારી ગાંધી–જિન્ના મુલાકાત, જનાબ જિન્નાની તબિયત એકાએક બગડવાથી મુલતવી રહી. છેવટે સપ્ટેંબરની ૯મી તારીખે મુંબઈમાં આ ઐતિહાસિક મુલાકાત શરૂ થઈ. મુલાકાતને સફળતા ઇચ્છતા હજારો સંદેશાઓ બન્ને નેતાઓને મળ્યા.

અઢાર દિવસો સુધી ચાલેલી લંબાણ મંત્રણાઓમાં ગાંધીજી અને જનાબ જિન્નાએ ખુલ્લા દિલથી ચર્ચાઓ કરી. બન્ને નેતાઓ વચ્ચે પહેલેથી

પ્રયત્નનો આ છેવટનો અંત નથી.'' ગાંધીજીએ પણ પત્રકારો સમક્ષ કહ્યું કે, ''આથી નિરાશ થવાનું નથી...આ ભંગાણ તો માત્ર કહેવાનું ભંગાણ છે, અચોક્કસ મુદત માટેની મંત્રણામોકૂફી છે.'' વળી તેમણે કહ્યું કે, ''છેલ્લાં ત્રણ અઠવાડિયાંનો અનુભવ મારા એ દૃષ્ટિબિંદુને સમર્થન આપે છે, કે ત્રીજા પક્ષની હાજરી જ સમજૂતીના માર્ગમાં અંતરાય નાખી રહી છે. ગુલામ માનસ પોતે સ્વતંત્ર છે, એમ કદી માની શકતું નથી અને થઈ પણ શકતું નથી.''

ગાથાના ઇતિહાસની છેલ્લાં પાનાં લગી આપણે પહોંચી ગયા છીએ. મંત્રણાઓ ભાંગી પડી તે જ દિવસે સાંજે પ્રાર્થનામાં મળેલી માનવમેદની સમક્ષ કરેલા ગાંધીજીના પ્રવચનમાંના પ્રેરણાદાયી શબ્દોથી જ આ પ્રકરણનો અંત લાવીશું:

''મારા કહેવાનો આટલો સાર સમજો કે નાસીપાસ થવાનું નથી. આપણે હિંદુસ્તાનને સ્વતંત્ર કરીને જ જંપીશું. મરીશું, પણ સ્વતંત્રતા મેળવીશું.''

| | | | |
|---|---|---|---|
| ૨૧ | બનારસ | ડિસેમ્બર ૧૯૦૫ | ગોપાળકૃષ્ણ ગોખલે |
| ૨૨ | કલકત્તા | ,, ૧૯૦૬ | દાદાભાઈ નવરોજી |
| ૨૩ | સુરત | ,, ૧૯૦૭ | રાસબિહારી ઘોષ |
| ૨૩-અ | મદ્રાસ | ,, ૧૯૦૮ | ,, |
| ૨૪ | લાહોર | ,, ૧૯૦૯ | પંડિત માલવિયાજી |
| ૨૫ | અલ્હાબાદ | ,, ૧૯૧૦ | સર વિલિયમ વેડરબર્ન |
| ૨૬ | કલકત્તા | ,, ૧૯૧૧ | પંડિત બિશનનારાયણ ધાર |
| ૨૭ | બાંકીપુર | ,, ૧૯૧૨ | આર. એન. મુધોલકર |
| ૨૮ | કરાચી | ,, ૧૯૧૩ | નવાબ સૈયદ મહમદ બહાદુર |
| ૨૯ | મદ્રાસ | ,, ૧૯૧૪ | ભૂપેન્દ્રનાથ બસુ |
| ૩૦ | મુંબઈ | ,, ૧૯૧૫ | સર સત્યેન્દ્રનાથ સિંહા |
| ૩૧ | લખનૌ | ,, ૧૯૧૬ | અંબિકાચરણ મજુમદાર |
| ૩૨ | કલકત્તા | ,, ૧૯૧૭ | એની બિસાંટ |
| ૩૨-અ | મુંબઈ | સપ્ટેમ્બર ૧૯૧૮ | સૈયદ હસન ઇમામ |
| ૩૩ | દિલ્હી | ડિસેમ્બર ૧૯૧૮ | પંડિત માલવિયાજી |
| ૩૪ | અમૃતસર | ,, ૧૯૧૯ | પંડિત મોતીલાલ નેહરુ |
| ૩૪-અ | કલકત્તા | સપ્ટેમ્બર ૧૯૨૦ | લાલા લજપતરાય |
| ૩૫ | નાગપુર | ડિસેમ્બર ૧૯૨૦ | સી. વિજયરાઘવાચાર્ય |
| ૩૬ | અમદાવાદ | ,, ૧૯૨૧ | હકીમ અજમલખાન |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૭ | ગયા | ,, | ૧૯૨૨ | દેશબંધુ દાસ |
| ૩૭-૩ | દિલ્હી | સપ્ટેમ્બર | ૧૯૨૩ | મૌલાના અબુલકલામ આઝાદ |
| ૩૮ | કોકોનાડા | ડિસેમ્બર | ૧૯૨૩ | મૌલાના મહમદઅલી |
| ૩૯ | બેલગામ | ,, | ૧૯૨૪ | ગાંધીજી |
| ૪૦ | કાનપુર | ,, | ૧૯૨૫ | સરોજિની નાયડુ |
| ૪૧ | ગૌહતિ | ,, | ૧૯૨૬ | શ્રીનિવાસ આયંગર |
| ૪૨ | મદ્રાસ | ,, | ૧૯૨૭ | ડૉ. અનસારી |
| ૪૩ | કલકત્તા | ડિસેમ્બર | ૧૯૨૮ | પંડિત મોતીલાલ નેહરુ |
| ૪૪ | લાહોર | ,, | ૧૯૨૯ | પંડિત જવાહરલાલ નેહરુ |
| ૪૫ | કરાચી | માર્ચ | ૧૯૩૧ | સરદાર વલ્લભભાઈ પટેલ |
| ૪૬ | દિલ્હી | એપ્રિલ | ૧૯૩૨ | શેઠ રણછોડલાલ અમૃતલાલ |
| ૪૭ | કલકત્તા | માર્ચ | ૧૯૩૩ | શ્રીમતી નેલી સેનગુપ્તા |
| ૪૮ | મુંબઈ | ઑક્ટોબર | ૧૯૩૪ | બાબુ રાજેન્દ્રપ્રસાદ |
| ૪૯ | લખનૌ | ફેબ્રુઆરી | ૧૯૩૬ | પંડિત જવાહરલાલ |
| ૫૦ | ફૈજપુર | ડિસેમ્બર | ૧૯૩૬ | ,, |
| ૫૧ | હરિપુરા | ફેબ્રુઆરી | ૧૯૩૮ | સુભાષચંદ્ર બોઝ |
| ૫૨ | ત્રિપુરી | , | ૧૯૩૯ | , |
| ૫૩ | રામગઢ | , | ૧૯૪૦ | મૌલાના અબુલકલામ આઝાદ |

# પરિશિષ્ટ ૨

## પૂર્ણ સ્વરાજ્યની પ્રતિજ્ઞા

"અમે માનીએ છીએ કે જેમ બીજી કોઈ પણ પ્રજાનો, તેમ હિંદુસ્તાનની પ્રજાનો પોતાનું તંત્ર પોતે ચલાવવાનો, પોતાની મહેનતનાં ફળ ભોગવવાનો અને સામાન્ય સુખશાંતિમાં રહેવાનાં સાધન પ્રાપ્ત કરવાનો અને તેમ કરીને પોતાનો સંપૂર્ણ વિકાસ કરવાનો જન્મસિદ્ધ હક્ક છે. અમે એમ પણ માનીએ છીએ કે, જો કોઈ પણ રાજ્ય કોઈ પણ પ્રજાના આ જન્મસિદ્ધ હક્કો છીનવી લઈને તેમના ઉપર જુલમ કરે, તો તે પ્રજાને તે રાજ્ય બદલવાનો અથવા તેનો નાશ કરવાનો પણ જન્મસિદ્ધ હક્ક છે. હિંદુસ્તાનમાં બ્રિટિશ સરકારે હિંદી પ્રજાનું સ્વાતંત્ર્ય હરી લીધું છે એટલું જ નહિ, પણ દેશના કરોડો ગરીબોને ચૂસીને પોતાનું રાજ્ય ચલાવ્યું છે અને દેશનું આર્થિક, રાજકીય, સાંસ્કૃતિક અને આધ્યાત્મિક સત્યાનાશ વાળ્યું છે. એટલે અમે માનીએ છીએ કે, હવે હિંદી પ્રજાએ એ રાજ્યની સાથેનો સંબંધ તોડી પૂર્ણ સ્વરાજ્ય અથવા સંપૂર્ણ સ્વાતંત્ર્ય લીધે જ છૂટકો છે.

દેશનું આર્થિક સત્યાનાશ કેટલું વળ્યું છે તે જોઈએ. આપણી પાસેથી જેટલું મહેસૂલ ઉઘરાવવામાં આવે છે, તે આપણી આવકની સાથે સરખાવતાં ઘણું હદ ઉપરાંત છે. આપણી સરાસરી આવક રોજની સાત પૈસા છે, અને આપણે જે ભારે કર ભરીએ છીએ તેના ૨૦ ટકા જમીન મહેસૂલ પેટે ભરીએ છીએ જે ગરીબ ખેડૂતોને ભરવા પડે છે, અને ત્રણ ટકા મીઠાના કર પેટે છે, જે પણ ગરીબના જ પેટમાંથી નીકળે છે.

કાંતણ જેવા ગૃહઉદ્યોગો ગામડાંમાંથી નાશ પામ્યા છે જેને પરિણામે ખેડૂતવર્ગને વર્ષમાં ઓછામાં ઓછા ચાર મહિના બેકાર રહેવું

આધ્યાત્મિક રીતે જોતાં આ રાજ્યે બળાત્કારે આપણી પાસેથી હથિયાર છીનવી લીધાં છે; તેથી આપણે નામર્દ બની ગયા છીએ અને આપણા દેશમાં પરદેશી લશ્કર અડ્ડો જમાવીને પડ્યું છે. તેણે અન્યાય અને અત્યાચારની સામે થવાની આપણી શક્તિનો નાશ કર્યો છે, અને આપણામાં એવી ભીરુતા દાખલ કરી છે, કે આપણે એમ માનતા થઈ ગયા છીએ કે પરદેશીઓ વિના આપણાથી આપણો પરસ્પર વ્યવહાર ન ચલાવી શકાય, પરદેશી પ્રજાના હુમલા સામે બચાવ ન કરી શકાય; એટલું જ નહિ પણ આપણાં ઘર અને કુટુંબનું ચોરો, લૂંટારા અને દુષ્ટ માણસોની સામે રક્ષણ પણ ન કરી શકાય. આપણા દેશનું આવું ચતુર્વિધ સત્યાનાશ જે રાજ્યે વાળ્યું છે. તે જાણ્યા પછી તે રાજ્યને વધારે વાર તાબે રહેવામાં મનુષ્ય અને ઈશ્વરનો આપણે ગુનો કરીશું, એમ અમારો સ્પષ્ટ અભિપ્રાય છે. અમે એ પણ માનીએ છીએ, કે અમારો સ્વાતંત્ર્ય મેળવવાનો અતિશય કાર્યસાધક માર્ગ હિંસાનો નથી પણ અહિંસાનો છે. એટલે અમે અમારાથી બને તેટલી હદ સુધી બ્રિટિશ સરકારનો આપણી મરજીએ ચાલતો સહકાર છોડીને એ રાજ્યમાંથી છૂટવાની તૈયારી કરીશું અને સવિનય કાનૂનભંગ (જેમાં કર ન ભરવાનો સમાવેશ થાય છે તે) ને માટે પણ તૈયારી કરીશું. અમને ખાતરી છે, કે જો આપણે આ રાજ્યને સ્વેચ્છાએ જેટલી મદદ આપીએ છીએ તે ખેંચી લઈએ અને ગમે તેટલી ઉશ્કેરણી છતાં હિંસા કર્યા વિના કર ભરવાનું બંધ કરીએ તો આ અમાનુષી રાજ્યનો અંત આપણે અવશ્ય આણી શકીશું

એટલે અમે આજે હૃદયપૂર્વક પ્રતિજ્ઞા કરીએ છીએ, કે પૂર્ણ સ્વરાજ્ય સ્થાપવાને માટે મહાસભા વખતોવખત જે સૂચનાઓ બહાર પાડશે, તેનો અમે અમલ કરીશું."

---

(ઘ) હિંદુસ્તાનના સૌ પ્રજાજનો કાયદાની દૃષ્ટિએ ધર્મના, ન્યાતજાતના, કોમના અથવા તો સ્ત્રીપુરુષના ભેદભાવ વિના સમાન છે.

(ङ) કોઈ પણ દેશજનની તેના ધર્મ, ન્યાતજાત, માન્યતા અથવા લિંગ ભેદને કારણે સરકારી નોકરીમાં, સત્તા કે માનના હોદ્દામાં, તથા કોઈ પણ વેપારધંધો કરવામાં કોઈ પણ જાતની અધિકારહીનતા ગણવામાં આવશે નહિ.

(च) કૂવા, સરિયામ રસ્તા, નિશાળો તથા જાહેર વાપરની બીજી તમામ જગાઓ જે રાજ્યને અથવા સ્થાનિક સંસ્થાઓને ખર્ચે બાંધવામાં આવેલાં હશે અથવા કોઈ ખાનગી વ્યક્તિએ જાહેર પ્રજાના ઉપયોગને અર્થે અર્પણ કર્યાં હશે, તેની બાબતમાં સૌ દેશજનોના હક્કો અને ફરજો સમાન ગણાશે.

(छ) હથિયાર રાખવાની અને વાપરવાની બાબતમાં જે નિયમો અને પ્રતિબંધો કરવામાં આવે, તેને અનુસરી દરેક દેશજનને હથિયાર રાખવાનો અને ધારણ કરવાનો હક્ક છે.

(ज) કાયદાના અમલની રૂએ કરવામાં આવે તે સિવાય બીજી કોઈ પણ રીતે કોઈ પણ માણસની સ્વતંત્રતા છીનવી લેવામાં નહિ આવે, તેમ જ તેના ઘરમાં કે માલિકીની જગામાં પ્રવેશ નહિ કરવામાં આવે કે તે જપ્ત કે ખાલસા નહિ કરવામાં આવે.

(झ) સઘળા ધર્મોની બાબતમાં સરકાર નિષ્પક્ષતા જાળવશે.

(ञ) પુખ્ત વયના તમામ માણસોને મતાધિકાર રહેશે.

(ट) મફત અને ફરજિયાત પ્રાથમિક કેળવણીની વ્યવસ્થા સરકાર કરશે.

૬. પોતાના હિતની રક્ષાને અર્થે ખેડૂતો અને મજૂરોને મહાજનો સ્થાપવાનો હક્ક રહેશે.

## કરભાર અને સરકારી ખર્ચ

૭. જમીનભોગવટાની, જમીનમહેસૂલની તથા ગણોતની પ્રથામાં સુધારા કરવામાં આવશે. ખેતીની જમીન ઉપરના બોજાની વ્યાજબી વ્યવસ્થા કરવામાં આવશે, જે અનુસાર નાના ખેડૂતો અત્યારે જે જમીન-મહેસૂલ તથા ગણોત ભરે છે, તેમાં ઠીક ઠીક ઘટાડો કરીને તેમને તત્કાળ રાહત આપવામાં આવશે; આર્થિક દૃષ્ટિએ ન પોસાઈ શકે એવી ખેતીની બાબતમાં જરૂરી જણાય તેટલી મુદત માટે ગણોતમાંથી મુક્તિ આપવામાં આવશે; અને આવી રીતે ગણોતના દરમાં ઘટાડો કરવાને કારણે જરૂરી જણાય ત્યાં નાના જમીનદારોને જરૂરી રાહત આપવામાં આવશે તથા ઉપર જણાવેલો હેતુ બર લાવવા માટે ઓછામાં ઓછી ઠરાવેલી એવી વ્યાજબી રકમ ઉપરાંતની જમીનમાંથી થતી ચોકખી આવક ઉપર ક્રમસર વધતો જતો એવો આવકવેરો નાખવામાં આવશે.

૮. ઓછામાં ઓછી અમુક ઠરાવેલી મિલકત ઉપરાંતની મિલકત ઉપર ક્રમિક દરને ધોરણે વારસાવેરો નાખવામાં આવશે.

૯. લશ્કરી ખર્ચમાં પુષ્કળ ઘટાડો કરવામાં આવશે, જેથી આજના પ્રમાણ કરતાં ઓછામાં ઓછા અર્ધા ભાગનો ઘટાડો થાય.

૧૦. મુલકી ખાતામા ખર્ચ અને પગારોમાં મોટો ઘટાડો કરવામાં આવશે. ખાસ નીમેલા શાસ્ત્રજ્ઞો તથા એવા લોકો સિવાયના કોઈ પણ સરકારી નોકરને અમુક ચોક્કસ રકમ, જે સામાન્ય રીતે માસિક રૂ. ૫૦૦થી વધારે ન હોય, તે કરતાં વધારે પગાર આપવામાં આવશે નહિ.

૧૧. હિંદુસ્તાનમાં બનાવવામાં આવતા મીઠા ઉપર વેરો નહિ નાખવામાં આવે.

## આર્થિક અને સામાજિક કાર્યક્રમ

૧૨ દેશી કાપડને સરકાર રક્ષણ આપશે, અને એ હેતુથી પરદેશી કાપડ અને સૂતરનો બહિષ્કાર કરવાની તથા એવા બીજા જરૂરી જણાય તે ઉપાયો લેવાની નીતિ સરકાર અખત્યાર કરશે. સરકાર બીજા દેશી ઉદ્યોગોને પણ જરૂર જણાય ત્યાં પરદેશોની હરીફાઈ સામે રક્ષણ આપશે

૧૩ કેફી પીણાં અને પદાર્થોની દવાના ઉપયોગ સિવાય સદંતર બંધી કરવામાં આવશે

૧૪ નાણાચલણ અને હૂંડિયામણનું નિયમન રાષ્ટ્રીય હિતની દૃષ્ટિએ કરવામાં આવશે

૧૫ ચાવીરૂપી ઉદ્યોગો અને ખાણો, ખનિજ દ્રવ્યો, રેલવે, જળમાર્ગો, વહાણવટુ તથા વ્યવહારના બીજા સાધનો ઉપર સરકારી માલિકી અથવા કાબૂ રહેશે

૧૬ ખેડૂતોને દેવામાંથી રાહત, તથા સીધી કે આડકતરી વ્યાજખોરી ઉપર અંકુશ

૧૭ દેશીઓને લશ્કરી તાલીમ મળે એવી વ્યવસ્થા સરકાર કરશે, જેથી પગારદાર લશ્કર ઉપરાંત રાષ્ટ્રના રક્ષણ માટે બીજી વ્યવસ્થા ઊભી થઈ શકે

---

# પરિશિષ્ટ ૪

## અખિલ હિંદ મહાસભાસમિતિએ ૮મી ઑગસ્ટ, ૧૯૪૨ના રોજ પસાર કરેલો ઠરાવ

'અખિલ હિંદ મહાસભાસમિતિએ મહાસભા કારોબારીએ તેના ૧૪મી જુલાઈ ૧૯૪૨ના ઠરાવમાં નિર્દેશ કરેલી વસ્તુઓ તરફ તથા ત્યાર પછી બનેલા બનાવો ઉપર પોતાનું સંપૂર્ણ ધ્યાન આપ્યું છે, જેમાં વર્તમાન યુદ્ધ પરિસ્થિતિનો વિકાસ, બ્રિટિશ સરકારના જવાબદાર માણસોએ કરેલાં પ્રવચનો, અને હિંદ તેમજ પરદેશમાં થયેલી ટીકાઓનો સમાવેશ થાય છે. મહાસમિતિ તે ઠરાવ સાથે સંમત છે તથા તેને મંજૂર કરે છે, અને અભિપ્રાય ધરાવે છે, કે ત્યારપછી બનેલા બનાવોએ એના વ્યાજબીપણાને વધારે પ્રમાણમા પુરવાર કર્યું છે, તથા સ્પષ્ટ કર્યું છે કે હિંદના ભલાને ખાતર તેમજ મિત્રરાજ્યોની ફતેહને ખાતર હિંદમાંની બ્રિટિશ સત્તાનો ઝડપી અંત ખૂબ આવશ્યક બન્યો છે બ્રિટિશ અમલ ચાલુ રહેવાથી હિંદનું પતન વધતુ જાય છે, તેની તાકાત ઘટતી જાય છે, તથા પોતાનું રક્ષણ કરવાની અને વિશ્વની આઝાદીના ધ્યેય-પ્રાપ્તિના કાર્યમા પોતાનો વ્યાજબી ફાળો આપવાની તેની શક્તિનો ધ્વંસ થતો જાય છે.

મહાસમિતિ રશિયન તેમજ ચાઈનીઝ મોરચાઓ ઉપર બગડતી જતી સ્થિતિ તરફ ચિંતાની નજરે જુએ છે, અને રશિયન તેમજ ચાઈનીઝ પ્રજાઓએ પોતાની આઝાદીના રક્ષણ માટે બતાવેલી અપૂર્વ બહાદુરી માટે તેમને શ્રદ્ધાભરી અંજલિ અર્પે છે. આક્રમણનો ભોગ થયેલાંઓ માટે જેમને હમદર્દી છે, તથા જેઓ આઝાદી માટે લડી રહ્યા છે, તે સૌની, આ ચિંતાજનક બનતી પરિસ્થિતિને કારણે, ફરજ થઈ પડે

બાંહેધરીઓ પરિસ્થિતિ સુધારી શકશે નહિ. આમ જનતાના માનસમાં લાવવો જરૂરી પલટો આનાથી નહિ લાવી શકાય. યુદ્ધની ચાલુ પરિસ્થિતિને ફેરવી નાખવાની શક્તિ તેમજ ઉત્સાહ કરોડો હૈયામાં માત્ર મુક્કમલ આઝાદીના જાદુથી જ પ્રગટાવી શકાશે. તેથી અખિલ હિંદ મહાસભા સમિતિ હિંદમાંથી બ્રિટિશ અમલનો અંત લાવવાની માગણીનો બધા જ ભારપૂર્વક પુનરુચ્ચાર કરે છે. હિંદુસ્તાનના સ્વાતંત્ર્યની જાહેરાત થયા પછી કામચલાઉ સરકારની સ્થાપના થશે, અને સ્વતંત્ર હિંદ મુક્તિ માટેના જંગમાં ભોગવવી પડતી બધી યે યાતનાઓ તેમજ કસોટીઓનો સામનો સંયુક્ત રાષ્ટ્રો સાથે મિત્ર તરીકે રહીને કરશે. કામચલાઉ સરકારની સ્થાપના દેશમાંના મુખ્ય પક્ષો તથા વિભાગો વચ્ચેના સહકારથી જ થશે. આમ તે હિંદુસ્તાનના લોકોના બધા યે વર્ગોનું પ્રતિનિધિત્વ ધરાવતી સરકાર બનશે. આ સરકારના મુખ્ય કર્તવ્યો આ હશે: મિત્રરાજ્યોના સહકારમાં રહી પોતાની પાસેના બધા યે સશસ્ત્ર તેમજ અહિંસક બળો વડે હિંદનું રક્ષણ કરવું તેમજ આક્રમણનો સામનો કરવો, તથા ખરેખરી સત્તા જેમને મળવી જોઈએ એવા ખેતરોમાં, કારખાનાઓમાં તેમજ બીજે કામ કરતા કારીગરોના ભલા માટે તેમજ પ્રગતિ માટે કાર્ય કરવું. કામચલાઉ સરકાર લોકપ્રતિનિધિસભા માટેની એક યોજના તૈયાર કરશે, અને આ લોકપ્રતિનિધિસભા લોકોના બધા ભાગોને સ્વીકાર્ય હોય એવું એક બંધારણ ઘડી કાઢશે. મહાસભાના મત પ્રમાણે આવું બંધારણ સમવાયી હોવું જોઈએ, જેમાં જોડાતાં એકમોને વધારેમાં વધારે પ્રમાણમાં સ્વતંત્ર રીતે વર્તવાની છૂટ મળે તેમજ શેષ સત્તાઓ પણ એકમોને મળે. સંયુક્ત રાષ્ટ્રો તેમજ હિંદુસ્તાન વચ્ચેના ભવિષ્યના સંબંધો એકબીજાના હિતમાં કામ કરતા તથા આક્રમણનો સંયુક્તપણે સામનો કરતા આ સ્વતંત્ર દેશોના પ્રતિનિધિઓ નક્કી કરશે. સ્વતંત્રતા હિંદુસ્તાનને લોકોની આપમરજી વડે આક્રમણનો સામનો કરવા શક્તિમાન બનાવશે.

હિંદુસ્તાનનું સ્વાતંત્ર્ય, પરદેશી ધૂંસરી તળે રહેલી બીજી બધી એશિયાવાસી પ્રજાઓની મુક્તિનું પ્રતીક તથા પુરોગામી બનવું જોઈએ. બર્મા, મલાયા, હિંદી–ચીન, ડચ ઈન્ડિઝ, ઇરાન અને ઇરાક પણ સ્વતંત્ર બનવા જ જોઈએ. જાપાનીઝ સત્તા તળે અત્યારે જે દેશો છે તે દેશોને બીજી કોઈ સામ્રાજ્યવાદી સત્તા તળે નહિ મૂકવા જોઈએ એ પણ એટલું જ સ્પષ્ટ છે.

અખિલ હિંદ મહાસભા સમિતિને સૌથી વિશેષ સંબંધ તો હિંદના સ્વાતંત્ર્ય તથા રક્ષણ સાથે છે, પરંતુ સમિતિ ચોક્કસપણે માને છે કે જગતની ભાવિ શાંતિ, સલામતી તથા પ્રગતિ માટે આઝાદ રાષ્ટ્રોના બનેલા વિશ્વસમૂહતંત્રની જરૂર છે; બીજા કોઈ ધોરણ ઉપર વર્તમાન જગતના પ્રશ્નોનો નિકાલ આવી શકે તેમ નથી. આવું વિશ્વસમૂહતંત્ર જુદાં જુદાં રાષ્ટ્રોની આઝાદીનું સંરક્ષણ કરવા, આક્રમણનો સામનો કરવા, એક રાષ્ટ્રથી બીજા રાષ્ટ્રનું શોષણ થતું અટકાવવા, લઘુમતીઓના હક્કોનું રક્ષણ કરવા, બધી જાતના પછાત વિભાગોની તથા પ્રજાઓની પ્રગતિના માર્ગમાં મદદ કરવા તથા જગતના બધાંયે સાધનોનો આખી માનવજાતના હિતમાં ઉપયોગ કરવા બંધાયલું છે. આવા વિશ્વસમૂહતંત્રની સ્થાપના થએ નિઃશસ્ત્રીકરણ બધા દેશોમાં શક્ય બનશે, દરેક રાષ્ટ્રને પોતપોતાના લશ્કર, હવાઈદળ તથા નૌકાદળ રાખવાની જરૂર રહેશે નહિ, અને વિશ્વસમૂહતંત્રનું સંરક્ષણ દળ જગતની શાંતિ સાચવશે તથા આક્રમણનો સામનો કરશે.

સ્વતંત્ર હિંદ આવા વિશ્વસમૂહતંત્રમાં રાજીખુશીથી જોડાશે અને આંતરરાષ્ટ્રિય પ્રશ્નોનું નિરાકરણ કરવાના કાર્યમાં બીજાં રાષ્ટ્રો સાથે સરખા ધોરણ ઉપર રહી સહકાર આપશે.

આ વિશ્વસમૂહતંત્રમાં જોડાવાનું, જે કોઈ રાષ્ટ્ર તેના મૂળભૂત સિદ્ધાંતો સ્વીકારે, તે દરેકને માટે ખુલ્લું રહેવું જોઈએ. હાલની પરિસ્થિતિ ધ્યાનમાં લેતાં સમૂહતંત્ર શરૂઆતમાં તો સંયુક્ત રાષ્ટ્રોનું બનશે. આ

## પરિશિષ્ટ ૪

દરેક સ્ત્રીપુરુષે આપેલી સૂચનાઓને આધારરૂપ ગણી પોતાની રીતે વર્તવું જોઈએ. એકેએક હિંદી જે મુક્તિ માટે ઝંખે છે અને તેને માટે પ્રયત્ન કરે છે, તેણે પોતાના માર્ગદર્શક બનવાનું છે તથા જ્યાં આરામને સ્થાન નથી એવા, અને તે ભારતની મુક્તિ તરફ દોરી જતા મુશ્કેલ માર્ગ ઉપર આગેકૂચ ચાલુ રાખવાની છે.

છેવટે, મહાસમિતિ સ્વતંત્ર હિંદની વ્યવસ્થા અંગે પોતાના વિચારો જણાવ્યા હોવા છતાંયે, લાગતાવળગતાઓ આગળ સ્પષ્ટ કરવા માગે છે કે સામુદાયિક લડતને માર્ગે જઈ મહાસભા માટે સત્તા મેળવવાનો તેનો ઇરાદો નથી. સત્તા જ્યારે આવશે ત્યારે તેના ઉપર હિંદની આખીયે પ્રજાનો હક રહેશે.

# પરિશિષ્ટ ૫

## મિ. સ્ટૂઅર્ટ ગેલ્ડરને આપેલી મુલાકાતમાં ગાંધીજીએ રજૂ કરેલી દરખાસ્તો

"વાઈસરૉય અને વડા સેનાપતિના હાથમાં બ્રિટિશ અને હિંદી સૈન્યોનો સંપૂર્ણ અંકુશ રહેવા દઈને, દેશના દીવાની વહીવટ ઉપરનો સંપૂર્ણ અંકુશ ધરાવતી એક યુદ્ધકાળની રાષ્ટ્રીય સરકાર સ્થાપવામાં આવે તો તે સ્વીકારવાને, અને એમાં ભાગ લેવાની કોંગ્રેસને સલાહ આપવાને, ગાંધીજી તૈયાર છે

"એવી આશા રખાશે કે આવી સરકારની સ્થાપનાની સાથે સાથે યુદ્ધ પછી હિંદુસ્થાનને આઝાદી આપવાની ખાનગી પણ આપવામાં આવશે

"શ્રી રાજગોપાલાચારીએ જનાબ જિન્ના સમક્ષ રજૂ કરેલી દરખાસ્તોને પણ ગાંધીજીએ પોતાની સંમતિ આપી છે આ દરખાસ્તોમાં મુસ્લિમ લીગ જો આઝાદીની માગણીને ટેકો આપે અને વચગાળાના સમય માટે એક રાષ્ટ્રીય સરકાર સ્થાપવામાં કોંગ્રેસને સહકાર આપે તો પ્રજામત દ્વારા અને જ્યાં મુસ્લિમો બહુમતીમાં હોય, એ વિસ્તારોને છૂટા પાડીને, હિંદુ–પાકિસ્તાન ઝઘડાનો ઉકેલ લાવવાનું સ્વીકારવામાં આવ્યું છે

"ગાંધીજી હજી સાજા થયા નથી, અને બની શકે ત્યાં સુધી હાલ તુરત વિગતે રાજદ્વારી સવાલોની ચર્ચામાંથી મુક્ત રહેવા માગે છે, એમ હોવા છતાં પણ મે ગાંધીજી જોડે પંચગની ખાતે આ અરસામાં બે કલાકથી વધારે વખત સુધી વાતચીત કરી હતી. જો મુસ્લિમ લીગ શ્રી રાજગોપાલાચારીની દરખાસ્તો સ્વીકારે અને સરકાર જો હવે ગાંધીજીની

જોડે પરિસ્થિતિની ચર્ચા કરે, તો મડાગાંઠનો ઉકેલ આવી શકે, અને હિંદની તવારીખમાં નવું પાનું લખાય ગાંધીજીએ મને કહ્યું હતું, કે કોંગ્રેસની કારોબારી સાથે સલાહમસલત કર્યા સિવાય એમને કોંગ્રેસને નામે બોલવાની કોઈ સત્તા નથી, પણ એમના વિચારો તેમ જ હિંદુ–મુસ્લિમ પ્રશ્નના ઉકેલ માટેની એમની સંમતિ પામેલી દરખાસ્તો કારોબારી જરા ય ખચકાયા વિના સ્વીકારી લેશે, એ વિષે જરા ય શંકા નથી ”

મેં ગાંધીજીને પૂછ્યું, કે કારોબારીના સભ્યોને જો જેલમાંથી છોડવામાં આવે, અને સરકાર જો એમની માગણી સ્વીકારી ન શકે તો તમે સવિનયભંગની લડત ઉપાડો ખરા ?

એમણે જવાબ આપ્યો આજે સવિનયભંગની લડત ઉપાડવાનો મારો ઇરાદો નથી હું દેશને પાછો ૧૯૪૨ની સ્થિતિમાં લઈ જઈ શકું નહિ ઇતિહાસનું કદી પુનરાવર્તન થઈ શકે નહિ કોંગ્રેસની સત્તા વિના પણ, જો મારે સવિનયભંગની લડત ઉપાડવી હોય તો જનતા ઉપરના મારા માની લીધેલા પ્રભાવને બળે હું એમ કરી શકું પણ એ તો કેવળ બ્રિટિશ સરકારને મૂંઝવવાનું જ પગલું બને, એ મારો હેતુ ન હોય

પણ ગાંધીજીએ સાથે સાથે કહ્યું, કે દેશમાં જ્યારે લોકો યાતનાઓ ભોગવતા હોય ત્યારે કારોબારી શાંત બેસી શકે નહિ ગાંધીજી દૃઢતાપૂર્વક માને છે, કે જ્યાં સુધી દીવાની વહીવટ માટેની સત્તા અને જવાબદારી બ્રિટિશ હાથોમાંથી લઈને હિંદીઓના હાથમાં સોંપવામાં ન આવે, ત્યાં સુધી ખોરાકની પરિસ્થિતિ સુધરે નહિ, ને લોકોનાં દુઃખો દૂર થાય નહિ

મેં ગાંધીજીને કહ્યું, કે આજની સ્થિતિમાં હું માની શકતો નથી કે સરકાર અત્યારે સત્તાની સોંપણી કરે કે યુદ્ધ દરમિયાન સ્વતંત્રતા આપે

એમણે જવાબમા કહ્યુ કે, આજે હુ જે માગુ છુ અને ૧૯૪૨મા જે માગવામા આવ્યુ હતુ એ વચ્ચે ફેર છે આજે હિંદના દીવાની વહીવટ ઉપરના સપૂર્ણ અકુશવાળી રાષ્ટ્રીય સરકારથી સતોષ પામીશ ૧૯૪૨મા એવી સ્થિતિ નહોતી આવી સરકાર મધ્યસ્થ ધારાસભાના ચૂટાયેલા સભ્યો તરફથી પસદ કરાયેલા માણસોની બનશે આમા લડાઈ પછી હિંદને આઝાદી આપવાને લગતી જાહેરાત હાલ ને હાલ કરવાનુ જરૂરી બનશે

આવી રાષ્ટ્રીય સરકાર લશ્કરને જોઈતી રેલવે, બદર તેમ જ બીજા વાહનવ્યવહારમાર્ગોની લગતી સગવડો આપશે—જો કે આ બધુ રાષ્ટ્રીય સરકારના અકુશ હેઠળ રહેશે

ઓર્ડિનાન્સરાજને સ્થાને સરકાર દ્વારા સામાન્ય દીવાની વહીવટ આવી જશે વાઈસરાય રહેશે, અને વડા સેનાપતિ સાથે તેઓ પણ બ્રિટિશ અને હિંદી સૈન્યો ઉપર સપૂર્ણ અકુશ ધરાવશે બીજી બધી બાબતોમા વાઈસરૉય ઇગ્લૅન્ડના રાજાના જેવી જ સ્થિતિમા રહેશે અને જવાબદાર પ્રધાનોની સલાહથી તેઓ દોરવાશે

તમામ પ્રાતોમા સ્વાભાવિક રીતે જ પ્રજાકીય સરકાર પાછી સ્થપાઈ જશે. જેથી પ્રાંતિક તેમજ મધ્યસ્થ સરકારો હિંદના લોકોને જવાબદાર બની રહેશે.

રાષ્ટ્રીય સરકાર લશ્કરી બાબતો ઉપર સલાહ અને વિવેચન કરી શકશે, અને સરક્ષણ ખાતુ પણ રાષ્ટ્રીય સરકારના જ હાથમા રહેશે. આ રાષ્ટ્રીય સરકાર દેશના બચાવમા સાચેસાચો રસ ધરાવતી હશે અને નીતિના ઘડતરમા એ કીમતી મદદ આપી શકશે

ગાંધીજી સમજે છે કે સાથી રાજ્યો હિંદની ધરતી ઉપર લશ્કરી પ્રવૃત્તિ ચલાવ્યા વિના જાપાનને હરાવી શકે નહિ અને એટલે તેઓ

આ પ્રવૃત્તિ ચલાવવાનું ચાલુ રાખશે જ—પણ આ પ્રવૃત્તિઓનું ખર્ચ હિંદને માથે નંખાવું નહિ જોઈએ.

મેં જ્યારે ગાંધીજીને પૂછયું, કે આવી સ્થિતિમાં અને આવી શરતોએ સ્થાયલી સરકારમાં ભાગ લેવાની સલાહ આપ કોંગ્રેસને આપશો? ત્યારે એમણે હકારમાં જવાબ આપ્યો હતો.

ગાંધીજી તો ચુસ્ત ગાંધીવાદી છે, એટલે કદાચ કોઈને થાય કે આવી સરકાર હેઠળ ગાંધીજીની સ્થિતિ કેવી બનશે? એ બાબતમાં એમ કહી શકાય કે કામચલાઉ સરકારની સ્થાપનાથી અને લડાઈ પછી હિંદને સ્વતંત્રતા આપવાની જાહેરાતથી હિંદ માટે આઝાદીની ખાતરી મળી ગયા પછી ગાંધીજી કદાચ કોંગ્રેસના સલાહકાર તરીકે કામ કરવાનું બંધ કરી દેશે.

અહિંસાના શિક્ષક અને પ્રવર્તક તરીકે એમને બાજુએ ઊભા રહેવું પડશે, પણ તેઓ સરકાર સામે કે એવી સરકારમાં ભાગ લેતા કોંગ્રેસ પક્ષ સામે સત્યાગ્રહ તો નહિ જ કરે. એમનો સહકાર હિંદના સ્વસ્થ જીવનવ્યવહારમાં દખલગીરી નહિ કરવાનું સ્વરૂપ ધારણ કરશે.

અલબત્ત હિંદુસ્તાનને શાંતિવાદી બનાવી રાખવામાં, અને જાતિ કે રંગના ભેદભાવ વિના સૌની વચ્ચે ખરી શાંતિ અને બિરાદરી લાવનારી વિશ્વનીતિની ઘડનામાં, પોતાની લાગવગ જરૂર કામ કરશે, એવી આશામાં તેઓ પોતાનું કામ કર્યે જ જશે

ગાંધીજી સાથેની મારી વાતચીતની વિગતોનો અહેવાલ લખવાની સ્થિતિમાં અત્યારે હું નથી. પૂના ખાતે ગાંધીજી સાથે થયેલી મારી વાતચીતનો સંપૂર્ણ અહેવાલ વાઈસરૉય સમક્ષ મૂકવા માટે ગયે અઠવાડિયે હું દિલ્હી ગયો હતો, અને હવે ગાંધીજી સાથેની મારી તાજેતરની ચર્ચાનો સંપૂર્ણ અહેવાલ પણ હું વાઈસરૉય સમક્ષ મૂકવાનો છું.

આ અઠવાડિયે, લોર્ડ વેવેલે નજીકના ભવિષ્યમાં ગાંધીજીને મળવાનો ઇનકાર કર્યો પછી, મેં ગાંધીજીને પૂછ્યું કે, જો વાઇસરૉયને તમે મળો તો તમે એમને શું કહો ?

એમણે જવાબમાં કહ્યું: હું એમને કહીશ કે મેં તમારી મુલાકાત માગી હતી તે સાથી રાજ્યોના પ્રયાસોને મદદરૂપ થવા માટે, એમાં અડચણો નાખવા માટે નહિ, પણ કોંગ્રેસ કારોબારીના સભ્યોને મળ્યા વિના હું કશું જ કરી શકું નહિ, કારણ કે હું માનું છું કે ઑગસ્ટ ઠરાવ હેઠળની મારી સત્તા મારા કારાવાસ સાથે અંત પામી હતી. મારા છુટકારાથી મને એ સત્તા પાછી મળતી નથી.

મેં એમને કહ્યું કે, વાઇસરૉય કારોબારી સાથેની આપની મુલાકાતની છૂટ આપે તે પહેલાં આપ કારોબારીના સભ્યો ઉપર કેવી અસર પહોંચાડશો એ તેઓ જાણવા માગશે.

એના જવાબમાં ગાંધીજીએ કહ્યું કે, "ઇતિહાસનું કદી પુનરાવર્તન થતું નથી. આખીયે પરિસ્થિતિનું નવેસરથી અવલોકન થવું જોઈએ એટલે કારોબારી સાથેની મારી ચર્ચાનો મુદ્દો એ હશે, કે મારા છુટકારા પછીથી મેં મેળવેલા પરિસ્થિતિના જ્ઞાનનો એમના ઉપર કેવો પ્રત્યાઘાત થાય છેઃ

"૧૯૪૨માં સરકારે જ્યાંથી તાર તોડ્યો ત્યાંથી મારે સંધાણ શરૂ કરવાનું છે. હું તો પહેલાં વાટાઘાટો શરૂ કરવાનો હતો, અને એમાં નિષ્ફળ ગયા પછી જો જરૂર લાગે તો સત્યાગ્રહ શરૂ કરવાનો હતો. હું વાઇસરૉયને સમજાવવા માગું છું, પણ એ તો હું કારોબારીનું માનસ જાણું તે પછી જ કરી શકું.

"પણ હું તમને કહું કે, અમારી વચ્ચે વારંવાર એક વાત કહેવાઈ રહી છે, અને તે એ કે વાઇસરૉય પોતે અંગત રીતે ગમે તે ઇચ્છતા

હોય, પણ રાજદ્વારી ક્ષેત્રમાં એમને કંઈ સત્તા નથી. મિ. ચર્ચિલ સમાધાન ઇચ્છતા નથી. આવેલા અહેવાલો સાચા હોય તો તેઓ મને કચડી નાખવા માગે છે—એમણે કદી આ અહેવાલનો ઇનકાર કર્યો નથી, પણ મારે માટે ખૂબીની અને એમને માટે ખેદની વાત એ છે, કે સત્યાગ્રહીને કોઈ જ કચડી શકતો નથી, કારણ કે એ પોતે જ પોતાના શરીરનું સ્વેચ્છાએ બલિદાન આપવા તૈયાર હોય છે, અને એ રીતે પોતાના આત્માને મુક્ત રાખે છે."

* *

"ગાંધીજીને લાગે છે, કે જો બ્રિટિશ સરકારનો ઇરાદો શુભ હોય તો સમાધાનમાં કોઈ મુસ્કેલી આવશે જ નહિ, પણ વિનીત તેમજ ઉદ્દામ વિચારના હિંદીઓ એવી અસ્વસ્થ લાગણી અનુભવી રહ્યા છે, કે વાઇસરૉય ગમે તે ઇચ્છતા હોય, પણ મિ. ચર્ચિલ અત્યારે સમાધાન માગતા નથી. આ લાગણી કદાચ પાયાદાર ન પણ હોય છતાં આ મુદ્દા ઉપર હિંદીઓને પૂરી ખાતરી અપાય એ અત્યારે ખૂબ જ જરૂરનું છે."

આ લાગણી રાજાજીએ મારી સાથેની મિત્રાચારીભરી વાતચીત દરમિયાન વ્યક્ત કરી હતી. આ વાતચીત જો કે મુલાકાતના રૂપમાં નહોતી.

કૉંગ્રેસે ક્રિપ્સ યોજનાનો સ્વીકાર કરી લેવો જોઈતો હતો અને યુદ્ધમાં સહકાર આપવો જોઈતો હતો, એવા રાજાજીના વિચારો તો જાણીતા છે. અને સ્વતંત્રતાના મક્કમ હિમાયતી રહેવાની સાથે સાથે તેઓ કૉંગ્રેસ તેમજ ગાંધીજીની નીતિની સાચા દિલથી અને નિખાલસપણે ટીકા કરતા આવ્યા છે, એટલે મને લાગ્યું કે, એમની અપીલ અને ચેતવણી એટલી બધી મહત્ત્વની અને સૂચક હતી કે મેં એમની પાસેથી આ વાતચીતનો અહેવાલ 'ન્યૂઝ ક્રૉનિકલ'માં પ્રગટ કરવા દેવાની પરવાનગી માગી ને એમણે તે આપી.

એમણે કહ્યું : એમ લાગે છે કે બ્રિટિશ સરકાર અત્યારે સમાધાન માગતી નથી. એમને એમ લાગવા માંડ્યું છે, કે સત્તા એ જ ખરી

વસ્તુ છે. આદર્શોને બાજુએ મૂકી દેવામાં આવ્યા છે, ને એટલે ચાલે છે તેમ ચાલવા દેવાથી તેઓ સંતુષ્ટ છે. એમને ભવિષ્ય માટેની યોજના કરવી નથી, લડાઈ પછી કેવી પરિસ્થિતિ હશે એની એમને ખબર નથી, અને એટલે તેઓ હિંદ–બ્રિટિશ સંબંધોનો વિચાર કરતા નથી; પણ જો લડાઈ આજ રીતે અંત પામશે, તો હિંદ અને બ્રિટન વચ્ચેના સંબંધોમાં કાયમી કડવાશ રોપાઈ જશે. એશિયાને લાગેવળગે છે ત્યાં સુધી લડાઈનો એ ખૂબ જ દુ:ખદ અંત હશે.

બ્રિટિશ સરકારને માટે ગાંધીજીની મૈત્રી છની લેવાનું તદ્દન શક્ય છે. જેઓ એમને નિકટથી જાણે છે, તેઓ મારા આ અભિપ્રાયને ટેકો આપશે. બ્રિટિશ યુદ્ધપ્રયાસને માટે કદાચ પોતાની મર્યાદાથી બહાર જઈને ગાંધીજીની મૈત્રી મેળવવાનું જરૂરી ન હોય, પણ હિંદ અને બ્રિટન વચ્ચેના સંબંધોનું ભાવિ, કે જે જરા ય બિનમહત્ત્વનું નથી, તેને માટે આવી મૈત્રી જરૂરી છે અને એ માટે અત્યારની ઘડી ઉત્તમ છે.

વિજયી બ્રિટન આવી ચેષ્ટાથી કશું જ ગુમાવશે નહિ, કાયમી કિંમતનું ઘણું એમાંથી મેળવશે. લડાઈના અંત પહેલાં હિંદમાં રાષ્ટ્રીય સરકાર સ્થપાય' એ જોવાને ગાંધીજી આતુર છે, અને એ સ્થિતિનો લાભ લેવાવો જોઈએ.

ગાંધીજીની સંમતિથી મેં એમની સાથેની મારી વાતચીત વિષે હિંદના રાજકારણમાં લાગવગ ધરાવતા કેટલાક માનવીઓ જોડે ચર્ચા કરી છે. આ લોકોમાં કોંગ્રેસના ચુસ્ત અનુયાયીઓ છે, કેટલાક એની નીતિના સખ્ત ટીકા કરનારા પણ છે, ને એક તો વાઈસરૉયની કારોબારીના સભ્ય છે. રાજદ્વારી દૃષ્ટિબિંદુ અલગ અલગ હોવા છતાં એ બધાએ એવી આશા વ્યક્ત કરી કે વાઈસરૉય અને ગાંધીજી વચ્ચે મુલાકાત થશે. એમાંના એકે મને કહ્યું : ગાંધીજી મિત્ર થવાને તૈયાર છે, એટલું જ નહિ પણ આતુર છે, એમાં શંકા નથી અને સરકાર

એમનો આગળ ધરાયેલો મૈત્રીનો હાથ ગ્રહણ કરે તો સારું. અમે બધા નિષ્ફળતાના ભાનથી વ્યથિત છીએ. જો રાષ્ટ્રીય સરકાર સ્થપાય અને મુસ્લિમો જો કોમી સમાધાન માટેની દરખાસ્તો મુજબ એમાં સામેલ થાય તો હિંદના યુદ્ધપ્રયાસમાં ખૂબ જ ફેર પડી જાય.

હું મારી જાતને ગજહારી વિવેચકની સ્થિતિમાં મૂકવા નથી માગતો. હું તો માત્ર પત્રકાર છું, અને ગાંધીજી જોડે મેં પરિસ્થિતિની સંપૂર્ણ અને નિખાલસ ચર્ચા કરી છે અને મારા ઉપર જે સંસ્કાર પડ્યા છે તે હું રજૂ કરું છું. મને લાગે છે કે સર સ્ટેફર્ડ ક્રિપ્સ હિંદમાં આવ્યા ત્યાર પછીથી મડાગાંઠનો અંત લાવવા માટે અને નિષ્ક્રિય તેમજ ઉદાસીન હિંદને બદલે બ્રિટનનો ઉત્સાહભર્યો પક્ષ લેનાર હિંદ ઊભું કરવા માટે આજના જેવી એકકે સારી તક સરકાર સમક્ષ આવી નથી. બધો આધાર બ્રિટિશ સરકાર ઉપર જ નહિ રહે. કોંગ્રેસ સામે કામચલાઉ સરકારના સફળ સંચાલનની મહાન જવાબદારી આવી પડી છે.

કંઈ નહિ તો સંબંધોના પુન સંધાન માટે નવાં કારણો ઊભાં નથી થયા એમ તો હવે નહિ જ કહી શકાય.

મિ. ગેલ્ડરે એવો પ્રશ્ન પૂછ્યો, કે ધારો કે નાગરિક અને લશ્કરી સત્તાવાળાઓ વચ્ચે અમુક મુદ્દા ઉપર ઝઘડો થયો તો તેનો કેવી રીતે નિકાલ લાવશો? દાખલા તરીકે નાગરિક સત્તાવાળાઓ ૨૦૦૦ ટન અનાજ લઈ જવા રેલવેનો ઉપયોગ કરવા માગે છે અને લશ્કરી સત્તાવાળાઓ શસ્ત્રસરંજામ માટે રેલવે માગે છે, તો તમે શી સલાહ આપશો?

ગાંધીજીએ જણાવ્યું, કે "જેમ મેં પહેલાં કહ્યું તેમ મારે આવી બાબતો ઉપર સલાહ આપવાની રહેતી નથી, પણ ધારો કે આપવાની હોય તો હું લશ્કરને પહેલી પસંદગી આપવાની જરૂરિયાત જોઈ શકું. પણ ધારો કે માનવજિંદગીની અવગણના કરી લશ્કર તેનો ઉપયોગ,

સ્થાનો ઉભે ના, નાયનની તાલીમ લેવા પાછળ વા માગે તો ?
. "એ રહેવા દેજો" વસ્તુ એ છે કે પરસ્પર વિશ્વાસ હોય તો
આવું બનતું નથી અને બને તો તેનો સહેલાઈથી નીવેડો આવી શકે છે

જો વિશ્વાસ જેવું હોય નહિ તો ુ મ કરી શક નહિ હિંદુ
સ્તાન ય એશિયાવાસીઓ હબસીઓ અને બીજી આવી પ્રજાઓમાં
આશા ઉત્પન્ન રશે આજે હબસીઓને જગા ય આશા નથી પણ હિંદના
સ્વાત ત્ર્યથી તેઓમાં આશાનું કિરણ ફૂટશે

હિંદુ અને મુસ્લિમોના મતભેદો વિષે શું હવું એ પ્રશ્નના ઉત્તરમાં
ગાંધીજીએ જણાવ્યું હતું કે જો બ્રિટિશ સરકારની ભાવના સાચી હોય
તો તેમાં કોઈ પણ જાતની મુસીબત ઉભી થાય તેમ નથી

---

# સંપૂર્ણ અભ્યાસ માટેનું સૂચિપત્ર



૧. આધુનિક ભારત:—આચાર્ય જાવડેકર

૨. कॉंग्रेस के प्रस्ताव:—શ્રી કન્હૈયાલાલ, નવયુગ પ્રકાશન મંદિર, વિદ્યાપીઠ રોડ, બનારસ છાવણી.

૩. Congress Presidential Lectures:—Nateson & Co., Madras.

૪. How India Wrought for Freedom —Annie Besant

૫. Landmarks in the Constitutional History of India:—G. N. Singh.

૬. India after the Mutiny·—C. Y. Chintamani and M. R. Masani.

૭. Unity of India·—Jawaharlal Nehru

૮. India to-day.—Palm Dutt

૯. Communal Triangle —Ashoka Mehta and Achyut Patwardhan.

૧૦. Problem of India·—Shelvankar.

૧૧. દક્ષિણ આફ્રિકાનો સત્યાગ્રહ:—ગાંધીજી.

૧૨. ચંપારણમાં ગાંધીજી:—રાજેન્દ્રબાબુ.

૧૩. ખેડાની લડતનો ઇતિહાસ:—શંકરલાલ પરીખ.

૧૪. બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ:—મહાદેવ દેસાઈ.

૧૫. આખરી ફેંસલો:—ગાંધીજી.

૧૬. મહાત્માજીની ૧૧ શરતો:—કે. ટી. શાહ.

૧૭. મહાસભાનો ઇતિહાસ:—ડૉ. પટ્ટાભી સીતારામૈયા.

૧૮. મારી જીવનકથા:—જવાહરલાલ નહેરુ.

૧૯. તરુણ ભારત:—લાલા લજપતરાય.

૨૦. સત્યના પ્રયોગો:—ગાંધીજી.

૨૧. મહાસભાના પ્રમુખો:—નવયુગ પ્રકાશન માળા, રાજકોટ.